૧૯૨૪ની ૧૨મી જાન્યુઆરીએ એ બન્યું.

સારવારના દિવસો પૂરા કરી બાપુ જુહુ રહેવા આવ્યા. શરીર ઘણું નબળું હતું. જુહુના દરિયાકિનારે આરામ કરતાકરતા દેશની હાલતનો અભ્યાસ કરતા હતા અને જે આવે તેને નવું જીવન આપતા હતા. સાજા થયા પછી ગુજરાતના પ્રવાસે ગયા અને ત્યાંથી દેશનું વાતાવરણ બગડતાં દિલ્હી પહોંચ્યા.

ગાંધીજીના જેલવાસ દરમિયાન દેશનું વાતાવરણ બગડી ચૂક્યું હતું. અસહકારથી લોકો થાકચા હોય કે ન થાક્યા હોય, પરંતુ નેતાઓ થાકચા હતા. ધારાસભામાં જવાની વાતે જોર પકડ્યું હતું. બીજી બાજુ અસહકારનું વાતાવરણ ઓસરતાં હિંદુ-મુસ્લિમ પ્રશ્ન ઉગ્ર બન્યો હતો. અનેક સ્વાર્થી તત્ત્વો મેદાનમાં આવ્યાં હતાં. કોમી રમખાણ જ્યાંત્યાં ફાટી નીકળતાં હતાં. બાપુથી આ સહન થતું નહોતું. દેશ પાયમાલીને પંથે જઈ રહ્યો છે એવી ખાતરી થતાં એમણે દેશને બચાવવા માટે પોતાની જાત હોમી દેવાનો નિશ્ચય કર્યો. શરીર હજી અસ્વસ્થ હતું. માંદગીની નબળાઈ ગઈ નહોતી, ત્યાં સપ્ટેમ્બરની ૧૮મીએ એમણે નિશ્ચય જાહેર કર્યો કે હિંદુ-મુસ્લિમ એકતા અર્થે તેઓ ૨૧ દિવસના ઉપવાસ કરશે. સૌ ચોંકી ઊઠ્યા. દાક્તર અન્સારીને ત્યાં એમનો ઉતારો હતો. દેશના નેતાઓએ એમને ખૂબ વીનવ્યા. સાથીઓએ પણ વિનતિ કરવામાં કચાશ ન રાખી. દેશમાંથી ખાતરીઓ પણ મળવા લાગી, પણ બાપુએ તો પ્રભુને ભરોસે દેહ સોંપી દેવાનો નિશ્ચય કરી લીધો હતો. તેઓ હસીહસીને સૌને વિશ્વાસ આપતા હતા કે પરમાત્મા એમને ઉગારી લેશે, કારણ કે એમના કાર્ય માટે બાપુના દેહની જરૂર છે.

સૌનો ભય ખોટો પડ્યો અને બાપુનો વિશ્વાસ સાચો પડ્યો. વચ્ચે દાક્તરોએ શ્રદ્ધા ગુમાવી, પણ બાપુ તો ઈશ્વર ઉપરની આસ્થામાં અડગ જ રહ્યા. પરિણામે દેશના વાતાવરણમાં

ફેર પડ્યો. કોમી ઝેર નાબૂદ તો ન થયું, પણ દેશ બચી ગયો. એ પછી બાપુએ કોંગ્રેસની પુનઃવ્યવસ્થાનું કાર્ય હાથમાં લીધું. ૧૯૧૯-૨૦થી તેઓ કોંગ્રેસના સુકાની હતા, પરંતુ પ્રમુખપદ ૧૯૨૪માં બેલગામની મહાસભાના અધિવેશનમાં એમણે લીધું હતું. એ વખતની સ્થિતિમાં એમ કર્યા વગર છૂટકો નહોતો. કોંગ્રેસમાં ભાગલા પડી ગયા હતા. મોતીલાલજી, દેશબંધુ ને લાલાજી જેવા મહારથીઓ ધારાસભામાં જવામાં દેશનું હિત માનતા હતા. બાપુએ માર્ગ કાઢ્યો અને સ્વરાજ પક્ષની રચના થઈ. કોંગ્રેસનું કાર્ય બંને દિશામાં ચાલવા લાગ્યું.

બાપુએ દક્ષિણ આફ્રિકાથી આવીને સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી હતી, અને ત્યાં એમના સત્યના પ્રયોગો ચાલતા હતા; પરંતુ બાપુ અનેક પ્રવૃત્તિમાંથી આશ્રમ માટે સમય કાઢી શકતા નહોતા. દેશનું રાજકારણ પણ ગૂંચવાયેલું હતું. મોતીલાલજી વગેરે નેતાઓને તેઓ છૂટો દોર આપવા ઇચ્છતા હતા. બાપુને તો ખાતરી જ હતી કે એ કાળની ધારાસભાઓ ઇંદ્રજાળો હતી, પરંતુ અન્ય નેતાઓને એવી ખાતરી નહોતી. આવાં બધાં કારણોસર બાપુએ એક વર્ષ ક્ષેત્રસંન્યાસ લઈ આશ્રમમાં રહેવાનો નિશ્ચય જાહેર કર્યો. રાજકીય ક્ષેત્રે અંધાધૂંધી પ્રવર્તશે એવો કેટલાકે ભય બતાવ્યો; પણ બાપુએ નિશ્ચય ફેરવ્યો નહિ.

૧૯૨૫ના સપ્ટેમ્બરમાં અખિલ હિંદ ચરખા સંઘની સ્થાપના કરી બાપુએ ખાદીકાર્યને ચોક્કસ વ્યવસ્થામાં ગોઠવી દીધું. આશ્રમની વ્યવસ્થામાં એમણે ખૂબ શક્તિ ખરચી. એક અંતેવાસી અંગે સાત દિવસના ઉપવાસ કર્યા. 'નવજીવન' પત્રો દ્વારા દેશને આત્મશુદ્ધિ અને આત્મબળ મેળવવાની તાલીમ આપવા માંડી. 'સત્યના પ્રયોગો' રૂપી આત્મકથા લખવાનું પણ આ વર્ષમાં જ બાપુએ શરૂ કર્યું.

આસામના ગૌહતીમાં મહાસભાનું અધિવેશન મળતું હતું.

એ કાળના ઉદ્દામ નેતા શ્રી. આયંગર પ્રમુખપદે ચૂંટાયા હતા. કોંગ્રેસનું નાવ ઠેકાણે આવ્યું નહોતું. કોમી ઝેર પણ ફરી ઊછળવા લાગ્યું હતું. નેતાઓના અત્યાગ્રહને વશ થઈ બાપુ ગૌહતી જવા તૈયાર થયા. એમણે કહી દીધું હતું, કે પોતે સક્રિય ભાગ લેશે નહિ, પરંતુ અત્યંત દુઃખદાયક બનાવ બની જતાં ગૌહતીમાં બાપુએ સક્રિય બનવું જ પડ્યું. બાપુ ગૌહતી જતા હતા ત્યાં રસ્તામાં જ એમને સ્વામી શ્રદ્ધાનંદજીના ખૂનના સમાચાર મળ્યા. ખૂન અબ્દુલ રશીદ નામના મુસ્લિમે કર્યું હતું. બાપુને સખત આઘાત લાગ્યો, પણ એમણે જોઈ લીધું કે જો સંભાળી લેવામાં નહિ આવે તો વેરની પરંપરા ચાલશે. એમણે તરત જ નિવેદન કર્યું અને દેશના નેતાઓને પોતાની સમગ્ર શક્તિ શાંતિના કાર્યમાં રોકવાનો અનુરોધ કર્યો.

બાપુએ ફરીને દેશનો પ્રવાસ આરંભ્યો. ચારે બાજુ વેરઝેરની ગંદકી વ્યાપેલી હતી. વર્ષોની ગુલામીરૂપી મહારોગમાંથી આ લોહીપરુ નીકળતાં હતાં એમ બાપુ જોઈ શકતા હતા. એમણે સ્થળેસ્થળે સત્યધર્મનું પ્રતિપાદન કર્યું. હજારો ને લાખોની સંખ્યામાં બાપુ પાસે લોકો આવતા હતા. ત્રીજા વર્ગની મુસાફરી, સતત ચિંતા, અતિશય કામ, રાતના ઉજાગરા–બાપુનું શરીર ભાંગી પડ્યું. પક્ષાઘાત થશે કે શું એવો ભય પેદા થયો; છતાં જ્યાં સુધી માંદગીમાં કાયા પટકાય નહિ ત્યાં સુધી એમનો કર્મયોગ ચાલુ રહ્યો. અંતે કુદરતે પોતાનું કામ કર્યું અને બાપુ પથારીવશ થયા. તેઓ શરીરસ્વાસ્થ્ય અંગે નંદીદુર્ગ રહ્યા. પણ બાપુનું જીવન એટલે સુવાસિત પુષ્પનું જીવન. જ્યાં ગયા ને રહ્યા ત્યાં એમણે સુગંધ વેરી અનેકના આત્માને પ્રસન્નતાથી ભરી દીધા.

લાંબા સમયથી બાપુને લંકાનું આમંત્રણ હતું. સાજા થયા પછી એ આમંત્રણનો સ્વીકાર કર્યો. લંકાવાસીઓએ વિજેતા રામચંદ્રજીનું નહિ કર્યું હોય તેટલું સન્માન બાપુનું કર્યું. બાપુએ

શ્રીરામ અને બુદ્ધ ભગવાનના સંબંધે હિંદ અને લંકાની સગાઈ ત્યાં સ્થાપી. એ પ્રવાસનાં સુમધુર સ્મરણો મહાદેવભાઈએ આલેખ્યાં છે.

હવે દેશ કંઈક નવાની ઝંખના કરવા લાગ્યો હતો. ધારાસભાઓ નિષ્ફળ પુરવાર થઈ હતી. રાજદ્વારી દાવો નકામા જતા હતા. દેશનું વાતાવરણ ફરીને પરદેશી રાજસત્તા સામે ઉગ્ર બનતું જતું હતું. બ્રિટિશ મુત્સદ્દીઓ પરિસ્થિતિ સમજી ગયા હતા. રાષ્ટ્રની આકાંક્ષાઓ ઉપર ઠંડું પાણી રેડવા માટે 'સાયમન કમિશન' હિંદમાં મોકલ્યું. એ કમિશનમાં બધા જ ગોરાઓ હતા. હિંદની સ્થિતિનો અભ્યાસ કરી તેઓ બ્રિટિશ સરકારને ભલામણ કરવાના હતા કે હિંદની ગુલામીમાં હવે શો ફેરફાર કરવો? બાપુની આજ્ઞા અનુસાર દેશભરમાં એનો વિરોધ થયો. લોકલાગણીને માર્ગ મળી ગયો. બ્રિટિશ સત્તાધારીઓના હેતુ કરતાં ઊલટું જ પરિણામ આવ્યું.

એ પછી આવ્યો બારડોલીનો ઐતિહાસિક સંગ્રામ. બાપુ ત્યાં ગયા નહિ, પરંતુ એમની દેખરેખ નીચે વલ્લભભાઈએ એ જંગ ખેલ્યો. એ જંગે દેશમાં આશાનું કિરણ પેદા કર્યું. બાપુને પણ લાગ્યું કે દેશ લડાઈ માટે તૈયાર થઈ શકે એમ છે. બાપુના સાથી અને સૈનિક વલ્લભભાઈ બારડોલીથી 'સરદાર' બન્યા અને ઉત્તરોત્તર એમની સરદારી ઝળકવા લાગી.

કલકત્તા મહાસભાનું અધિવેશન મળતું હતું. પંડિત મોતીલાલજી પ્રમુખ હતા. જવાહરલાલજી, સુભાષબાબુ અને શ્રી. આયંગર વિરોધપક્ષમાં હતા. વાતાવરણ ઉગ્ર બન્યું હતું. બાપુ તો લગભગ રાજકીય નિવૃત્તિ ભોગવતા હતા. પંડિત મોતીલાલજીએ બાપુને તેડું મોકલ્યું. એમના આગ્રહને વશ થઈ બાપુ કલકત્તા ગયા અને કૉંગ્રેસના નાવને એમણે બચાવી લીધું. વિરોધપક્ષને જીતી લઈ એક વર્ષમાં સાંસ્થાનિક સ્વરાજ, નહિ તો પૂર્ણ

સ્વરાજના ધ્યેયની જાહેરાત; એવો ઠરાવ કર્યો. એ વર્ષ બાપુએ દેશને તૈયાર કરવામાં ખર્ચ્યું અને સમાધાનમાં સફળતા ન મળવાથી ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખની મધરાત વીતતાં પૂર્ણ સ્વરાજની લાહોરમાં ઘોષણા થઈ. જવાહરલાલજી પ્રમુખ હતા અને બાપુએ પૂર્ણ સ્વરાજનો ઠરાવ રજૂ કર્યો હતો. અદ્‌ભુત હતું એ દૃશ્ય !

એ પછી ૨૬મી જાન્યુઆરીનો સ્વાતંત્ર્યદિન નક્કી થયો અને દેશની તૈયારીનું માપ મળી જતાં બાપુએ ઐતિહાસિક દાંડીકૂચ શરૂ કરી. 'કૂતરાં અને કાગડાને મોતે મરીશ, પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો નહિ આવું' એ પ્રતિજ્ઞાએ દેશને ડોલાવી દીધો. દાંડીયાત્રાને પગલેપગલે ચેતનાનાં ઝરણાં ફૂટતાં હતાં એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. સરકારે બાપુને દાંડી સુધી પહોંચવા દીધા, તે દરમિયાન આખા દેશમાં પાવક જ્વાળા પ્રગટી ચૂકી હતી. અંતે બાપુને પકડ્યા પણ લડાઈ મંદ પડી નહિ. લગભગ એક વર્ષે સરકારે સમાધાન શોધ્યું અને 'ગાંધી–અરવીન કરારો' થયા. બાપુ ગોળમેજીમાં કોંગ્રેસના એકમાત્ર પ્રતિનિધિ તરીકે જતા હતા, ત્યારે બ્રિટિશ સરકાર તરફથી પવિત્ર કરારનો ભંગ થતો હતો; છતાં સત્યાગ્રહીને શોભે એ રીતે બાપુએ પ્રયાણ કર્યું.

ગોળમેજી પરિષદમાં તો બ્રિટિશ મુત્સદ્દીઓએ જાળ બિછાવી હતી, પરંતુ બાપુ એમાં સપડાયા નહિ. જગત સમક્ષ અત્યંત બળવાન ભાષામાં એમણે હિંદનો કેસ રજૂ કર્યો. લંડનવાસીઓનાં દિલ જીત્યાં. દુનિયાને હિંદનો પ્રાચીન સંદેશ આપ્યો; પરંતુ 'પૂર્ણ સ્વરાજ' ન મળ્યું. બાપુ ખાલી હાથે પાછા ફર્યા. દેશમાં તો દમનનો કોરડો ચાલુ થઈ ગયો હતો. બાપુએ શાંતિ સ્થાપવા પ્રયાસો કર્યા, પરંતુ સફળતા મળી નહિ. બ્રિટિશ પ્રતિનિધિને મૈત્રી કરતાં તલવારમાં વિશેષ વિશ્વાસ હતો. ૧૯૩૨ના જાન્યુઆરી-

ની ચોથી તારીખે બાપુને પકડી લેવામાં આવ્યા. ફરી લડાઈનું રણશિંગું ફુંકાયું અને હજારો જેલમાં ગયા, હજારોએ લાઠીઓ ખાધી, હજારોનાં ઘરબાર લુંટાયાં, સેંકડો ઉપર ગોળીઓ વરસી; સ્વાતંત્ર્યદેવીને પ્રસન્ન કરનારો યજ્ઞ ફરી શરૂ થયો.

બાપુને જેલમાં ગયે નવેક મહિના થયા હશે.. બહાર તો લડત ચાલતી હતી, પણ જેલમાં એથી યે મહાન લડતની તૈયારી થતી હતી. બાપુએ ગોળમેજી પરિષદમાં બ્રિટિશ સરકારને ચેતવણી આપી હતી, કે એ કોઈ પણ પ્રકારે હરિજનોને હિંદુ સમાજમાંથી દૂર કરવા અલગ મતાધિકારની લાલચમાં બાંધશે, તો તેનો સામનો કરવા પોતે પ્રાણ પાથરશે. બાપુની આ ચેતવણીની ગંભીરતા કદાચ કોઈ જ સમજ્યું નહોતું. દુનિયાનો અનુભવ તો એવો છે કે લગભગ દરેક રાજદ્વારી નેતા પ્રાણ પાથરવાની વાત કરે; પરંતુ એવો સમય કદી આવે જ નહિ! બાપુ એ માટીના ઘડાયેલા નહોતા. બ્રિટિશ વડાપ્રધાને કોમી ચુકાદામાં હરિજનોને જુદો મતાધિકાર આપી હિંદુ સમાજમાંથી એમને કાઢી લઈ પરસ્પર દુશ્મનાવટ પેદા કરવાની બાજી ખેલી, ત્યારે બાપુએ એ સામે આમરણાંત ઉપવાસ જાહેર કર્યા. બાપુ બીજું કરે પણ શું? બાપુને હરિજનો કરતાં અને હિંદુ ધર્મ કરતાં વિશેષ વહાલું શું હતું? આ ઉપવાસના પરિણામે 'પૂના-કરાર' નામે ઓળખાતી સમજૂતી થઈ અને આ દેશમાં બીજા પાકિસ્તાનીઓ થતાથતા અટકી ગયા. બાપુએ હિંદુ ધર્મને, હિંદુ સમાજને, હિંદની રાષ્ટ્રીયતાને અને સ્વાતંત્ર્યયુદ્ધને આ મહાન પગલાંથી બચાવી લીધાં. જો પાંચ કરોડ હરિજનો જુદા પડ્યા હોત, તો આજે હિંદની શી સ્થિતિ હોત?

બાપુનું ધ્યાન હવે હરિજન પ્રશ્ન ઉપર કેંદ્રિત થયું. એમણે સરકાર સામે ઉપવાસ કરી જે મેળવ્યું તે પૂરતું નહોતું. હિંદુઓનાં પથ્થરદિલ પીગળે નહિ અને હરિજનો હિંદુ સમાજ સાથે એકરૂપ

થાય નહિ, તો 'પૂના-કરાર'ની કિંમત શી? બાપુએ હિંદુઓનાં દિલ જાગ્રત કરવા ૨૧ દિવસના ઉપવાસ આદર્યા. સરકારે એમને છોડી મૂક્યા. ઉપવાસ દરમિયાન દેશમાં સારું વાતાવરણ પેદા થયું. હિંદુઓ અને હરિજનો વર્ષોથી વિખૂટા પડેલા ભાંડુઓની પેઠે ભેટ્યા...

ઉપવાસ પછી બાપુએ આશ્રમ વિખેરી નાખ્યો, સ્વાતંત્ર્યયજ્ઞમાં એની આહુતિ આપી. વ્યક્તિગત સત્યાગ્રહનો દેશને આદેશ આપ્યો. બલિદાનથી પુનિત બનેલા રાસ તરફ પગપાળા જવાની બાપુએ તૈયારી કરી, પણ સરકારે એમને પકડી લીધા. બાપુને આ વખતે સરકારે હરિજનપ્રવૃત્તિ કરવાની બંધી ફરમાવી એટલે એ સામે એમણે ઉપવાસ આદર્યા. સરકાર એ જીરવી ન શકી એટલે એમને છોડી મૂક્યા. બાપુએ બહાર આવી હરિજન-કાર્ય માટે દેશનો પ્રવાસ શરૂ કર્યો. બરાબર આ વખતે બિહારમાં ભયંકર ધરતીકંપ થયો. અનેક અસરો નીચે બાપુએ સત્યાગ્રહ મોકૂફ રાખવાની અને જરૂર પડશે તો માત્ર પોતે જ સત્યાગ્રહ કરશે એવી જાહેરાત કરી. હરિજન-પ્રવાસમાં અનેક કષ્ટો વેઠ્યાં. પ્રજાના દિલનો મેલ ધોતાંધોતાં વિરોધ સહન કર્યો. પૂનામાં તો બોંબ પણ ફેંકાયો, પરંતુ હરિના જન પાછા હઠે શાના? બાપુએ આં વર્ષોમાં અસ્પૃશ્યતાના દૈત્યનો સંહાર કર્યો એમ ભવિષ્યનો કોઈ પુરાણકાર લખે તો નવાઈ નહિ!

બાપુનું ધ્યાન ફરી રચનાત્મક પ્રવૃત્તિ અને રાષ્ટ્રઘડતરનાં બીજાં કાર્યોમાં પરોવાયું. સત્યાગ્રહની સફળતા માટે રચનાત્મક કાર્યને બાપુ અનિવાર્ય ગણતા હતા. લડતના રસિયાઓની એ સ્થિતિ નહોતી. દેશના સામાન્ય સૈનિકોને મન સ્વરાજ એટલે બ્રિટિશ રાજઅમલમાંથી મુક્તિ. બાપુની સ્વરાજની કલ્પના આટલી જ નહોતી. તેઓ તો સમાજનું જ નવવિધાન ચાહતા હતા. લડત પૂરી થતાં એમણે કોંગ્રેસજનો પાસે પોતાના વિચારો

દૃઢતાપૂર્વક રજૂ કર્યા અને સ્પષ્ટ રીતે માગણી કરી, કે ખરા દિલથી આ સિદ્ધાંતો સ્વીકારી શકાય, તો જ પોતે કૉંગ્રેસમાં રહી શકે. ખળભળાટ મચી ગયો. વિનતિઓનો વરસાદ વરસ્યો. ધારે તો બાપુ પોતાની માગણી કૉંગ્રેસ પાસે સ્વીકારાવી શકે એમ હતું, પણ બાપુએ કૉંગ્રેસ કાર્યકરોનું માનસ જોઈ લીધું અને ૧૯૩૪માં મળેલી મુંબઈ કૉંગ્રેસમાં એમણે કૉંગ્રેસના સભ્યપદનું રાજીનામું આપ્યું. આ રાજીનામું આપતી વખતે સૌની લાગણી જોઈ એમણે અંગત ખાતરી આપી કે તેઓ કૉંગ્રેસને સલાહસૂચના આપશે.

ગાંધીજી કૉંગ્રેસના સભ્ય ન રહ્યા, પરંતુ સુકાની તો રહ્યા જ. ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, હરિજન સેવક સંઘ, અને તાલીમી સંઘમાં એમણે વિશેષ ધ્યાન પરોવ્યું; અને મધ્ય પ્રાંતના નાનકડા ગામ સેવાગ્રામમાં વાસ કર્યો; છતાં કૉંગ્રેસનું રાજકારણ એમની પ્રેરણાથી ચાલતું રહ્યું. સેવાગ્રામ હિંદનું હૃદય બની ગયું. કૉંગ્રેસના પ્રમુખપદે રાજેન્દ્રબાબુ હોય, જવાહરલાલ હોય, સુભાષબાબુ હોય કે મૌલાના આઝાદ હોય; ગાંધીજી તો રાષ્ટ્રપિતા તરીકે સૌને માર્ગદર્શન આપતા જ રહ્યા. આ વર્ષોમાં ગાંધીજીએ પાયાની કેળવણીના સિદ્ધાંતો રજૂ કરી સેંકડો વર્ષો સુધી જેની અસર પહોંચે અને જે દ્વારા હિંદની કાયાપલટ થઈ જાય એવી પ્રવૃત્તિ આદરી. બીજી બાજુ અહિંસાના પ્રયોગો તો ચાલતા જ હતા. રક્તરંગી ક્રાંતિમાં માનનાર બંગાળ–પંજાબના ક્રાંતિકારો ઉપર બાપુની જાદુઈ અસર થતી હતી. અહિંસાનો વિજય નોંધાતો જતો હતો.

આ વર્ષોમાં દેશી રાજ્યોમાં જાગ્રતિનાં પૂર ચડવા માંડ્યાં હતાં. બાપુ પોતાની રીતે દોરવણી આપતા હતા. રાજકોટમાં તેઓ ગયા, ઉપવાસ કરી ન્યાય મેળવ્યો; પરંતુ એમાં સત્ય ઝંખવાતું હોય એમ લાગતાં મળેલો લાભ ફેંકી દીધો. બાપુ સિવાય બીજું કોણ આવું હિંમતભર્યું પગલું ભરી શકે? સત્યનો એક નવો

પ્રયોગ એ રીતે રાજકોટની પ્રયોગશાળામાં નોંધાયો.

વિશ્વયુદ્ધની વાતો તો ઘણા સમયથી વાયુમંડળમાં પ્રસરતી હતી. બાપુએ આ અંગે દેશને અને દેશનેતાઓને ચેતવણીઓ પણ આપી હતી; પરંતુ આપણે બહેરા બની ગયા હતા. વિશ્વયુદ્ધ આવતાં બાપુએ જગતને ઉદ્દેશીને પોતાના વિચારો જાહેર કર્યા; પરંતુ તોપ, ટેંક, મનવારમાં મશગૂલ બનેલી દુનિયાએ સાંભળ્યું નહિ. બ્રિટિશ સરકારે કોઈને પૂછ્યા વિના હિંદને લડાઈમાં ઝીંકી દીધું. પરાધીન હિંદની પરાધીનતા વધુ કરુણ બની. બાપુ આમાંથી માર્ગ શોધતા હતા. તેમણે પ્રતીક સત્યાગ્રહ કરી બ્રિટિશ પ્રજાનું હૃદય જગાડવા પ્રયત્ન કર્યો; પણ તેની અસર ન થઈ. જગતમાંથી નીતિ, ધર્મ, ન્યાય વિદાય લઈ રહ્યાં હતાં. બ્રિટનની સ્થિતિ ખરાબ થતાં સર સ્ટ્રેફર્ડ ક્રિપ્સને હિંદ દોડાવ્યા હતા, પણ કશું વળ્યું નહોતું. કોંગ્રેસની સ્થિતિ આ વર્ષોમાં ડામાડોળ હતી. હિંસા–અહિંસાના સવાલોએ મહાન નેતાઓને પણ મુઝવી નાખ્યા હતા. એકવાર તો બાપુ સંપૂર્ણ રીતે ખસી ગયા હતા, પરંતુ કોંગ્રેસ અને બ્રિટિશ સરકાર વચ્ચે સમાધાન થયું જ નહિ અને દેશની હાલત અત્યંત કફોડી થઈ, ત્યારે બાપુએ આવી નૌકાનું સુકાન સંભાળી લીધું. એમની આર્ષદૃષ્ટિએ માર્ગ શોધી કાઢ્યો : ' હિંદ છોડો. ' એમણે બુલંદ અવાજે જાહેર કર્યું કે આ ક્ષણે જ બ્રિટિશ શાહીવાદનો હિંદમાંથી અંત આવવો જોઈએ. જો અહિંસક ત્રિલોચનની કલ્પના થઈ શકતી હોય, તો તે વખતે બાપુનું એ સ્વરૂપ એવું હતું.-૧૯૪૨ના ઑગસ્ટમાં મુંબઈમાં મહાસમિતિની બેઠક મળી અને જગતે ' કરેંગે યા મરેંગે 'નો હિંદી પ્રજાનો નિશ્ચય સાંભળ્યો.

આ પછીનો ઇતિહાસ આપણી સામે કેટલો તાજો છે! બાપુ આગાખાન મહેલમાં પુરાયા, પ્યારા મહાદેવભાઈની ત્યાં સમાધિ થઈ. એ પછી ઉપવાસની અગ્નિપરીક્ષા આવી. એ

નબળાઈમાંથી હજી પૂરા ઊઠ્યા નહિ ત્યાં જગદંબા કસ્તૂરબા ચાલ્યાં ગયાં. બાપુનું શરીર હવે ભાંગતું જતું હતું. માંદગીનું કારણ આપી ૧૯૪૪ની ૬ઠ્ઠી મેના દિવસે સરકારે બાપુને છોડી દીધા. બાપુ જુહુને કિનારે, બુદ્ધ ભગવાનની યાદ આપતા પ્રાર્થના કરવા લાગ્યા. હજારોથી વીંટળાયેલા છતાં ત્યારે એકાકી લાગતા હતા. સદાના સંગાથી મહાદેવભાઈ અને કસ્તૂરબા નથી એ ખ્યાલે જોનારની આંખમાં આંસુ આવી જતાં હતાં.

આ દિવસોમાં બાપુએ ઝીણા સાહેબને મનાવવાનો પ્રયાસ કર્યો હતો; પરંતુ વર્ષોનું ઝેર અને વર્ષોની જડતા અડગ રહ્યાં હતાં. ગાંધી–ઝીણા મંત્રણા નિષ્ફળ નીવડી હતી. દેશમાંથી હિંસા નાબૂદ કરવા બાપુએ પ્રચંડ પુરુષાર્થ આદર્યો હતો. પોતે ચાળીસ દિવસના ઉપવાસ ઉપર ઊતરશે એમ પણ જાહેર કર્યું હતું.

એ પછી દેશનેતાઓ છૂટ્યા ને સીમલા–પરિષદ થઈ. બાપુએ કૉંગ્રેસને દોરવણી આપી. બ્રિટિશ વાઈસરોય અને મુસ્લિમ લીગની રમતને કારણે એ પરિષદ નિષ્ફળ ગઈ. દેશનું વાતાવરણ તો બગડતું જ જતું હતું. બંગાળના સમાચાર સૌથી ખરાબ હતા, બાપુ ત્યાં પહોંચ્યા. આ બાજુ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પણ વણસતી જતી હતી. બ્રિટિશ સરકારમાં પલટો આવ્યો. રૂઢિચુસ્ત ચર્ચિલને સ્થાને કામદાર પક્ષ આવ્યો. હિંદ સાથે વાટાઘાટ કરવા બ્રિટિશ પ્રધાનોની ત્રિપુટી આવી. એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે આ લાંબી વાટાઘાટોમાં બાપુ ન હોત, તો કૉંગ્રેસ ગોથું ખાઈ જાત. બાપુએ સત્યાગ્રહની રીતે તદ્દન સ્પષ્ટ માગણી કરી હતી: 'બ્રિટને કશી યે શરત વિના તત્કાળ હિંદ છોડી જવું જોઈએ!'

કોમી આગ હવે ફેલાતી જતી હતી, બંગાળના નોઆ-ખલીમાં ભયંકર બનાવો બન્યા. બાપુ ત્યાં ગયા, જગતના

ઇતિહાસના આદિકાળથી આજ સુધીમાં ભાગ્યે જ કોઈએ આવો પ્રવાસ ખેડ્યો હશે. પ્રતિપળે મૃત્યુની ભીતિ હતી, પણ બાપુએ સઘળું ઈશ્વરને સોંપ્યું હતું. બિહારમાં દાવાનળ પ્રગટ્યો. બાપુ ત્યાં ગયા. કલકત્તામાં અનશન આદર્યું. એકેએક સ્થળે આત્માનું અમૃત છાંટી એમણે આગ બુઝાવી.

પણ આ બાજુ દેશ ઉપર કરવત મુકાઈ ગયું હતું. હિંદના ભાગલા મંજૂર રખાયા હતા. બીજો રસ્તો પણ નહોતો. જે પ્રદેશ હિંદથી છૂટો પડ્યો તે પ્રદેશનો લોકમત લેવાયો હતો, પણ આને પરિણામે જે બન્યું તે લખવાની કલમમાં તાકાત નથી. બાપુના દિલમાં જાણે કોઈએ ખંજર હુલાવ્યું હતું. એમની વેદનાનો પાર નહોતો. દિલ્હી સળગી ઊઠતાં તેઓ ત્યાં આવ્યા. ઉપવાસ કર્યા, પછી બૉંબ ફેંકાયો, પછી–પછી–પછી ?

એ પછીનો ઇતિહાસ લખવાની જરૂર નથી; ભારતવાસીના હૃદયમાં લોહી અને આંસુથી એ લખાયેલો છે. બાપુને વંદના કરી અહીં જ પૂરું કરીએ.

કોઈ પણ વ્યક્તિ સાથે સંબંધ કેળવ્યાથી પ્રેમ ને પૂજ્યભાવ ઘટતાં ન હોય, પરંતુ ઊલટાં સતત વધ્યે જતાં હોય તો તે ગાંધીજી છે. સર્વે સાચા મહાપુરુષો માટે આ કથન કદાચ સાચું હશે ખરું, પરંતુ મારા વ્યક્તિગત અનુભવ ઉપરથી ગાંધીજી વિશે તો મને એ તદ્દન સાચું લાગ્યું છે. જેમજેમ એમની સાથે તમે ફરો ને સાથે કામ કરતા જાઓ, તેમતેમ એમના તરફ તમને વધુ પ્રેમ થવાનો, ને તમે વધુ એમના પ્રશંસક બનવાના.

ગાંધીજી સાથેના પ્રસંગોના પુસ્તકના કર્તા એમના માત્ર પ્રશંસક જ નથી, એમને ચાહનારા પણ છે. આપણી પેલી મૂર્ખ કહેવત પ્રમાણે પ્રેમ આંધળો નથી જ, ઊલટો એકમાત્ર પ્રેમ જ સાચો દ્રષ્ટા બની શકે છે.

અનેક પ્રશંસકો વચ્ચે ગાંધીજી રહે છે, છતાં એ બધા પ્રશંસકોમાં નર્મની વૃત્તિ નથી; અને માત્ર હળવું જ સાહિત્ય પચાવવાની મનોવૃત્તિવાળા આજના વાંચકો કાજે લખવાની એમનામાં શક્તિ પણ નથી. સાચા પ્રસંગોની આ માળા આપવા માટે જનતા કર્તાની અત્યંત ઋણી છે. આજે આવી સાચી આખ્યાયિકાઓની માગ છે અને જો આવી સાચી કથાઓ કોઈ ન આપે, તો દંતકથાઓ ઊભી થશે અને વાતાવરણને આવરી લેશે.

રાજાજી

# નિવેદન

નાનકડી આ પ્રસંગકથાઓમાંની ઘણીખરી તો કેટલાંક વર્ષો પૂર્વે મેં સંગ્રહિત કરેલી, ને મારી નાની નોંધપોથીમાં કાળજીપૂર્વક સાચવી રાખી હતી. ૧૯૪૨-૪૩માં રાજકીય કેદી તરીકે જેલમાં હતો, ત્યારે અત્યારનાં બીબાંમાં એ કથાઓને ફરીથી ઢાળતાં મને અત્યંત આનંદ થયો. એ સૌની પ્રસિદ્ધિ કાજે ઘણા કાળ સુધી મેં સંકોચ અનુભવ્યો હતો. મને લાગ્યું કે આ પ્રસંગો તો ગાંધીજીના અત્યંત નિકટના અને ખૂબ જ વ્યક્તિગત પ્રસંગો છે; અને તેમ છતાં યે આજે હવે એ સંકોચ મેં ખંખેરી નાખ્યો છે—એવી આશા સાથે કે ગાંધીજી સાચેસાચ જેવા છે એવા જ સમજવા માટે, સામાન્ય જીવનચરિત્રની વિગતો કરતાં વિશેષરૂપે, આ પ્રસંગો થોડાઘણા યે મદદરૂપ થઈ પડશે.

આમાંના કેટલાક પ્રસંગો તો મારા જાતઅનુભવમાંથી સંગ્રહિત કરેલા છે, ને કેટલાક ગાંધીજીના અત્યંત નિકટવર્તી એવા મારા મિત્રો પાસેથી મેળવ્યા છે.

સેવાગ્રામ, વર્ધા
તા. ૬ ૯ '૪૫

જી. રામચંદ્રન્

[ ૧ ]

ગાંધીજી એટલે અતિ કોમળતા અને અતિ કઠિનતાનું કોઈ અસામાન્ય મિશ્રણ. '**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि**'નું સુભાષિત એમને બરાબર લાગુ પડે. કોઈ કોઈ બાબતોમાં સ્વ. દીનબંધુ એંડ્રુઝ એમનાથી કટ્ટા વિરોધી સ્વભાવવાળા હતા. કદી યે કડક યા કઠણ થવું એમની પ્રકૃતિમાં જ નહિ. કોકકોક વખત તો સ્વભાવની એમની ઉદારતા ડહાપણની હદને પણ વટાવી જતી.

૧૯૨૬ની સાલ હશે. ગાંધીજી સાથે સાબરમતી આશ્રમમાં દીનબંધુ રહેતા હતા, ત્યારનો એ પ્રસંગ. બાહ્ય જગતના સર્વ સંબંધોથી નિવૃત્ત થઈ, ગાંધીજી સાથે વખતોવખત રહી, આરામ મેળવવા જેવો રસ બીજા એકે કાર્યમાં દીનબંધુને પડતો નહિ. એ સમયે મનને આનંદ આપે એટલું જ લેખનકાર્ય માત્ર એ કરતા.

એકાદ આવા પ્રસંગે જ્યારે એ સત્યાગ્રહ આશ્રમમાં હતા, ત્યારે દક્ષિણ ભારતના એક જિલ્લામાંથી એક યુવાન કૉંગ્રેસ કાર્યકર આશ્રમમાં આવ્યો. કોઈ મહાઆપત્તિથી એ ઘેરાયો હતો. જિલ્લા કૉંગ્રેસસમિતિનો એ મંત્રી હતો. જિલ્લાભરના કૉંગ્રેસ-કાર્ય માટે એની પાસે પુષ્કળ નાણું જમા થયું હતું. એક સાચા મંત્રીને છાજે એ રીતે સોંપેલા જુદાજુદા કાર્ય પાછળ એ બધી યે રકમ છૂટે હાથે એણે ખરચી હતી; છતાં એમાં હતો એક મોટો દોષ. રકમનો ચોખ્ખો હિસાબ એણે રાખ્યો નહોતો, રસીદ કોઈને આપી નહોતી કે પાવતી લીધી નહોતી. આ બધી ભૂલનું પરિણામ એ આવ્યું કે લગભગ એક હજાર રૂપિયાનો

હિસાબ સમિતિ આગળ એને રજૂ કરવો પડે કે એ રકમ ભરપાઈ કરવી પડે, એવી પરિસ્થિતિ ઊભી થઈ.

હિસાબ આપવા માટે કે નાણું ભરી દેવા માટે એને જ્યારે કહેવામાં આવ્યું, ત્યારે એને ભારે આશ્ચર્ય થયું. એક પાઈ સરખી યે એણે ઉચાપત કરી નહોતી. સઘળું દ્રવ્ય કૉંગ્રેસકાર્ય પાછળ જ ખર્ચાયું હતું એમાં તો મુદ્દલે શંકા નહોતી.

હિસાબ રાખતાં ચૂકવું એ ભૂલ તો ખરી જ, એમ એ કબૂલતો હતો. પણ કહે: 'પણ સમિતિ માટે કે બીજી કોઈ વ્યક્તિ માટે પણ હજાર રૂપિયા હું લાવું ક્યાંથી?' કોઈનો એ પગારદાર નોકર નહોતો. જિલ્લાસમિતિનું મંત્રીપદ સ્વીકાર્યું હતું તે લોકસેવાની વૃત્તિથી જ; અને એટલા જ માટે તો એણે સ્થાનિક અંગ્રેજી શાળાની શિક્ષકગીરીને પણ લાત મારી હતી. મનની આવી અત્યંત વિકટ પરિસ્થિતિમાં એણે તુરત એક નિશ્ચય કર્યો. ગાંધીજી પાસે જવું, હકીકત બધી કહેવી અને અનુદાર સમિતિથી બચવા માટે એમનો આશ્રય મેળવવો.

સારી યે વાત ગાંધીજીએ શાંતિથી સાંભળી. દુઃખથી ને ક્રોધથી પ્રજ્વળતા કૉંગ્રેસમંત્રીની કરુણ કહાની પાસે બેઠેલા સ્વ. દીનબંધુ પણ સાંભળતા હતા. નમ્રતાથી પણ ખંતપૂર્વક ગાંધીજીએ એની પાસે કેટલાક પ્રશ્નોના ખુલાસા માગ્યા ને પરિસ્થિતિની બરાબર ચોખવટ કરી લીધી. યુવાને પાઈસરખી યે ગેરવલ્લે નહોતી કરી એ વિશે શંકા નહોતી. ચોખ્ખો હિસાબ નહોતો રાખ્યો એ જ હતી એની ભૂલ!

'બોલો હવે હું શું કરું એમ તમે ઇચ્છો છો?' ગાંધીજીએ પૂછ્યું.

જિલ્લાસમિતિને પત્ર લખી આ ઉપાધિમાંથી મુક્ત કરાવવાની એની માગ હતી. દીનબંધુનું હૈયું દ્રવી ઊઠ્યું, પણ ગાંધીજીના મુખ પર સખ્તાઈ હતી.

'નહિ, નહિ, આવા પત્રો તો હું કદી યે ન લખું' ગાંધીજીએ કહ્યું: 'ઊલટું, હિસાબ નહિ રાખવાનું તમારું આ પગલું ક્ષમાપાત્ર નહોતું એ નિઃસંશય છે. સાર્વજનિક ફંડની પાઈએ પાઈ મારે મન પવિત્ર ટ્રસ્ટ સમાન છે. આવા ટ્રસ્ટ માટે તમે બેદરકાર બની શકો નહિ. હિસાબ ન અપાય, તે પાઈએ પાઈ ઉચાપત થયેલી હું તો ગણું. સાર્વજનિક કાર્યકર્તાના જીવનમાં હિસાબનું મહત્ત્વ રૂપિયા આના પાઈનું જ નથી, એના ચારિત્ર્યનું પણ એ એક વિશિષ્ટ અંગ છે. આજ અત્યારે યે કાગળ ઉપર ઘણોખરો હિસાબ તમને મળવો જોઈએ. જરૂરી પાવતી તમારે ખોળી કાઢવી જોઈએ. એમ ન કરો તો સમિતિ તમારી પાસેથી નાણાં ભરપાઈ કરી લેવાને સંપૂર્ણ હકદાર છે. જરૂર પડે તો માલમિલકત કે જે કંઈ સ્થાવર-જંગમ હોય તે વેચીસાટીને પણ આ પ્રકારનું દેવું ભરપાઈ કરવું જોઈએ.'

આ વચનોથી યુવાનને સખત આઘાત લાગ્યો. મહાત્માજીના સાન્નિધ્યમાં અત્યાર અગાઉ કદી યે એ આવ્યો નહોતો; એટલે એણે તો માનેલું કે આ સંતની એના ઉપર દયા ને કરુણા વરસશે.

યુવાન હતાશ થયો ને બાળકની માફક રડી પડ્યો.

આ દૃશ્યે દીનબંધુ એંડ્રુઝને ઘણા જ અસ્વસ્થ બનાવી મૂક્યા. પશ્ચાત્તાપથી શેકાતા આ યુવાન સાથેનો આવો વર્તાવ અણછાજતો હતો એમ એમણે ગાંધીજી સાથે દલીલો કરવા માંડી.

'હા, પણ એ સાચું પસ્તાય એમ હું ઇચ્છું છું. સંપૂર્ણપણે જાત સુધારે તો જ પશ્ચાત્તાપ સાચો. માત્ર માનસિક પશ્ચાત્તાપનો ઝાઝો અર્થ નથી. પશ્ચાત્તાપ થયાની પરીક્ષા જ એ છે કે થયેલી ભૂલ બરાબર સુધરે. આ બનાવમાં સમિતિ હિસાબ માગે કે રકમ ભરપાઈ કરવાનું સૂચવે એ બિલકુલ બરાબર છે. પોતે મહાસભાવાદી છે ને ભણેલોગણેલો પણ છે, એણે પગાર

મ લીધો ને સ્વયંસેવક વૃત્તિથી જ કામ કર્યું માટે જ તો એની જવાબદારી વધી ગઈ છે. કોંગ્રેસના નામની શુભ પ્રતિષ્ઠા જેમ એના પર, તેમ પ્રત્યેક મહાસભાવાદી પર નિર્ભર છે; માટે જ કહું છું, એ જલદી પાછો ફરે, પૈસા મેળવે ને પાઈએ પાઈ ભરપાઈ કરે, તે પછી જ મારાથી એને કંઈ પણ મદદ કરી શકાય.'

પણ ત્યાં તો એક બીજી મુશ્કેલી ઊભી થઈ. ઘેર જવાના ટિકિટભાડાના યુવાન પાસે પૂરતા પૈસા નહોતા. ઓછામાં ઓછા પાંત્રીસ રૂપિયાની એ માટે એને જરૂર હતી.

દીનબંધુનું હૈયું પીગળ્યું. એ બોલ્યા: 'ગાડીભાડાની એ રકમ આપણે એને આપીએ. બાપુ! બનતી ઉતાવળે ભલે એ ઘેર જાય. પૈસાની એથી એ વ્યવસ્થા કરી શકે.'

'નહિ, નહિ.' સ્પષ્ટ સ્વરે પુનઃ ગાંધીજી બોલ્યા: 'તમે કે હું ૩૫ રૂપિયા આપીએ ક્યાંથી? આપણે બેઉ નિર્ધન છીએ. બહુ થાય તો આ વેળા આપણી સંભાળ હેઠળના સાર્વજનિક ફંડમાંથી આપણે પૈસા લઈ શકીએ; પણ એ કરવું તદ્દન ગેર-વાજબી ગણાય. ગાડીભાડાના એની પાસે પૈસા ન હોય તો ભલે એ જાય ચાલતો. અત્યારે સમિતિનું એને કરજ તો છે જ. આપણી પાસેથી ઉછીની રકમ લઈ શા માટે એ દેવું એણે વધારવું જોઈએ? અને આ કર્યા પછી યે એ સાચે પંથે વળશે જ એની કોને ખબર છે? આ પરિસ્થિતિમાં પ્રાયશ્ચિત્તના પ્રથમ પગલા તરીકે ઉછીના લેવાની લાલચ એણે છોડવી જોઈએ કે વધારે પૈસા યે ન માગવા જોઈએ.'

સાંભળીને હવે દીનબંધુ ખરેખરા ગુસ્સે થઈ ગયા. આટલે દૂર પગ ઘસડતા પેલા યુવાનને ઘરભેગા થવાની ગાંધીજીની સલાહ એમને મન મૂર્ખાઈની પરાકાષ્ઠારૂપ હતી; પણ ગાંધીજી અડગ હતા.

વાળુપાણી બાદ આરામ પછી વહેલા પ્રભાતે યુવાને આશ્રમ છોડવો એમ અંતે નક્કી થયું.

બિદાયવેળા ગાંધીજીએ કહ્યું:

'ઘેર જાઓ, યોગ્ય રીતે વર્તો ને શું કર્યું તે મને જણાવો. તમારા જવાબની અત્યંત આતુરતાપૂર્વક રાહ જોઉં છું. ભગવાન તમારું ભલું કરે!'

આશ્રમમાંથી બહાર નીકળતી વખતે, સ્વભાવ પ્રમાણે દીનબંધુ એને મળ્યા-ત્યાંથી માઈલ પર આવેલા સાબરમતી સ્ટેશન સુધી, એટલે દૂર એની સાથે એ ચાલતા ગયા.

સ્ટેશન પર પેલા કાર્યકર્તાના હાથમાં એમણે ૩૫ રૂપિયા મૂક્યા. કોઈ એક મિત્ર પાસેથી એ રકમ એમણે આણી હતી. વિદાય કરી દીનબંધુ પાછા ફર્યા.

આશ્રમમાં આવ્યા કે તરત જ દીનબંધુ સીધા ગાંધીજી પાસે ગયા. હસતાંહસતા કહે:

'મારે એક એકરાર કરવાનો છે, બાપુ!'

એમને બોલતા અડધેથી રોકીને હાસ્ય વેરતા ગાંધીજી બોલ્યા:

'હા, હા, હું જાણું છું. પેલા જુવાનને તમે પૈસા પહોંચાડ્યા હશે. તમને હું આજનો ઓળખું છું? તમે તો છો જ નઠોર-કદી યે નહિ સુધરવાના!'

અને કોઈ વિદ્યાર્થી નિર્દોષ તોફાન કરતાં ઝડપાય ને હસે-એવું દીનબંધુ એ઼ંડુઝ ખડખડાટ હસી પડ્યા!

# [ ૨ ]

ગાંધીજીના સ્વભાવનો કોઈ કોઈ પ્રકાર બરાબર યુરોપિયન જેવો જ લાગે. આપણે ન ભૂલીએ કે વિદ્યાર્થી તરીકે લંડનમાં, બેરિસ્ટર હતા ત્યારે દક્ષિણ આફ્રિકામાં તથા સાર્વજનિક કાર્યકર તરીકે, સર્વ પ્રકારના યુરોપિયનોના નિકટના સહવાસમાં એ આવ્યા હતા. એટલે જ તો દુઃખપીડિતો માટે એમને સહાનુભૂતિ ગજબની હોવા છતાં યે તે વખતે પોતે સાવ નિર્લેપવૃત્તિ પણ બતાવી શકે છે!

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં એક વખત એક આંધળી આવી. મધ્યમ વયની તે પ્રૌઢ તામીલ બાઈ હતી. લાલપીળી પહેરેલી એક સાડીભેર જ એ આવી. એ વિના એની પાસે કશું યે નહોતું. નમતા બપોરે તે આવી. શા માટે ને કેવી રીતે આવી, એની કોઈને યે ખબર નહિ. આવી ત્યારથી વણાટશાળાના ઓટલા પર શાંતિથી એ બેસી રહી હતી–આશ્રમવાસીઓ એટલું જ જાણતા હતા. આમ તો આશ્રમની હદમાં ભિખારીઓને દાખલ થવાની સખતમાં સખત મનાઈ છે. આથી કયા કામસર એને આશ્રમમાં આવવાનું થયું એ વિષે તુરત પૂછપરછ શરૂ થઈ; પણ એ તો સાવ સ્વસ્થ થઈ બેઠી રહી.

'નથી જોતા આંધળી છું તે?' એનો સવાલ હતો.

અંતે આશ્રમના વ્યવસ્થાપક મગનલાલ ગાંધીને કાને આ વાત પહોંચી. આશ્રમનિયમોનું કડક શિરતપાલન તો મગનલાલ ગાંધીનું જ.

આંધળી પાસે જઈ એમણે કહ્યું:

'બહેન, તારે માટે અમે કંઈ જ કરી શકીએ એમ નથી. 'કોઈ પણ રીતે અહીંથી ચાલતી પકડ.'

ધાર્યા કરતાં આ તામીલ બાઈ તો ઘણી જ ભૂંડી નીકળી, એની બીજી જ પળે મગનલાલને ખાતરી થઈ ગઈ!

'ચાલતી પકડ એટલે? અરે, આ તે મહાત્મા ગાંધીનો આશ્રમ છે, કે કોઈ પોલીસ સ્ટેશન? ભૂખે મરું છું, અન્ન જોઈએ મારે, મારે નથી ઘર કે નથી બાર; એટલે જ તો આ આશ્રમમાં મારે આશરો જોઈએ છે; પણ તમે કોણ છો? મહાત્મા ગાંધી ક્યાં છે?'

આમ મગનલાલ જેવાને પણ જીવનમાં પહેલી વખત સંભળાવનાર એક વ્યક્તિ મળી ખરી; પણ એ તો હતા સાચા સજ્જન. બાઈને એમણે ઘણીઘણી સમજાવી ને કહ્યું:

'ગાંધીજી તો અત્યારે ઘણા જ કામમાં છે. વળી આશ્રમમાં ભિખારીઓને કદી યે ખાવાનું અપાતું નથી. પ્રત્યેક જન અહીં આઠઆઠ કલાક કાયા ઘસે છે, ત્યારે ભોજન પામી શકે છે. તારું સાચું સ્થાન તો આંધળાં માટેના કોઈ 'અંધગૃહ'માં છે. અમદાવાદની નજદીક જ આવેલ એવા એક ગૃહમાં હું તારી ગોઠવણ જરૂર કરી શકું એમ છું.'

કહેવાનું બધું યે મગનલાલને કહી લેવા દીધું. હવે આંધળીને કહેવાનો વારો આવ્યો. તે બોલી:

'ગાંધીજી કામમાં છે, એમ ને? ભલે રહ્યા, હું તો નવરી જ છું ને? કામકાજથી એ પરવારે ત્યાં લગી થોભીશ. અને હાં, જો ભાઈ, હું તો છું આંધળી, મારે હાથે તે કેમ કરી કામ થઈ શકે? થવાનું હોય તે થાય. હું તો અહીંથી ઉઠનાર નથી, નથી ને નથી જ.'

હવે મગનલાલને હાર કબૂલવી પડી. ગાંધીજીને કાને આ વાત અંતે એમણે નાખી.

બાઈ સાથે થોડી વાતચીત બાદ ગાંધીજી બોલ્યા: -

'ભલે એ રાત અહીં રહેતી. એની જમવાની વ્યવસ્થા કરો. ક્યાં સૂવું તે એને બતાવી દો. એનું શું કરવું તે સવારે જોયું જશે.'

બીજી સવારે ગાંધીજીએ પેલીને કહ્યું:

'જો, અમે તને કાંતતાં શીખવીશું, આંધળાંઓ પણ સુંદર કાંતી શકતાં હોય છે. શીખીને તું તૈયાર થઈ જાય ત્યાં સુધી રાહ જોઉં છું, ને પછી કાંતણકામ બદલ તું રળી શકે એટલી જ તારી કમાઈ. આ શરતે રહેવું હોય તો રહે. હા, આશ્રમમાં તારી બધી વ્યવસ્થા થશે ખરી.'

પણ બાઈએ આ માટે કશો ઉત્સાહ બતાવ્યો નહિ. તે જરા ગુસ્સે પણ જણાઈ; છતાં એને કાંતવાનું શીખવાડવામાં આવ્યું. ત્રણ જ દિવસમાં કાંતણકલા એણે આબાદ હસ્તગત કરી લીધી; પણ અઠવાડિયું પૂરું થતાં પહેલાં વધુ કાંતવાની એણે રોકડી ના પધરાવી દીધી. આશ્રમમાં અહીંથી તહીં ભટકવામાં જ એને ભારે રસ પડતો. ઠરીને ઠામ તો એસે જ શેની? કોઈનાં સલાહસૂચન પણ ગણકારતી નહિ. આશ્રમ-વાસીઓ સાથે લડવાઝઘડવાનું એણે શરૂ કર્યું, ને ઊલટું મરજી પ્રમાણે તામીલ ભાષામાં કે ભાંગીતૂટી હિંદીમાં એમને ગાળો ભાંડતી. બે કે ત્રણ વખત એને શાંત પાડવા ગાંધીજીએ પ્રયત્નો કર્યા પણ તત્કાળ પૂરતી જ એની અસર રહી.

બાઈ વધારે ને વધારે જ બગડતી ગઈ. કામ તારે મુદ્દલે કરવું નહિ ને અંટસ રાખી બધા સાથે ઝઘડતાં ફરવું. નવ-નવ દિવસ આમ ચાલ્યું. અંતે દસમે દિવસે ગાંધીજીએ એને તાકીદ આપી દીધી.

એને પાસે બોલાવી મંગાવી સૌમ્ય પણ નિશ્ચિંત સ્વરે ગાંધીજીએ કહ્યું:

'કાલે સવારે તારે ચાલ્યા જ જવું એમ મેં નક્કી કર્યું છે. અમદાવાદના 'અંધગૃહ'ના સુપરિન્ટેન્ડન્ટ પર હું પત્ર આપીશ, ત્યાં તું જજે. ઇચ્છા હોય તો તને ત્યાં પહોંચતી કરવા માણસ પણ મોકલું.'

સાંભળતાં જ બાઈ તો રાતીપીળી થઈ ગઈ.

'તમે શું સાચા મહાત્મા છો? કોણે કહ્યા તમને મહાત્મા? મારા જેવી ગરીબ આંધળીને તમે તગેડી મૂકો છો?'

આ શબ્દોની ગાંધીજી પર મુદ્દલે અસર થઈ નહિ. પ્રાર્થના બાદ બીજા પ્રભાતે એમણે તો એને આશ્રમ છોડી જવા કહ્યું. આંધળીએ મક્કમતાથી ઇન્કાર કર્યો. ગાંધીજીના લઘુલિપિલેખક એક તામીલી ગૃહસ્થ હતા. ગાંધીજીએ એમને બાઈ સાથે જવાનું કહ્યું.

પોતાના જ દેશના આ તામીલવાસી પ્રત્યે એણે ધમાલ કરી મૂકી. ન તો એને પાસે આવવા દીધા કે ન તો હાથ ઝાલી પોતાને દોરી જવા દીધી.

ત્યારે બિલકુલ અવ્યગ્ર સ્વરે ગાંધીજી બોલ્યા:

'ઠીક, મારી જાતે હું જ એને બહાર લઈ જઈશ. એને સમજણ પાડો કે હાથ ઝાલી ફાટક સુધી હું એની સાથે ચાલતો જવાનો છું.'

બાઈને વાત કહેવામાં આવી. સાંભળતાં જ એ એકદમ ઠંડીગાર બની ગઈ. ઝડપથી ગાંધીજી એની પાસે ગયા. હાથમાં હાથ લીધો ને આશ્રમના ફાટક સુધી એની સાથે જ ચાલ્યા. શાંતચિત્તે નમ્રતાથી ગાંધીજીની બાજુમાં જ એ ચાલવા લાગી. દરવાજે આવી, નમ્રતાથી ગાંધીજીએ કહ્યું:

'જો બાઈ, 'અંધગૃહ'માં સારી રીતે રહેજે હં. ત્યાં હરેક પ્રકારની તારી સંભાળ લેવાશે. ભગવાન તારું ભલું કરે, જા.'

તે પછી એમણે પેલા તામીલી મિત્રને સાથે જવા કહ્યું.

થોડા વખત પછી એ પાછા ફર્યા. વિચિત્ર ઘટના બની ગઈ હતી. થોડે દૂર ગયા પછી બાઈ તામિલી ગૃહસ્થ તરફ વળી ને કહેવા લાગી :

'લો રાખી મૂકો સુપરિન્ટેન્ડન્ટ પરનો ગાંધીજીનો પત્ર તમારી પાસે, નથી જોઈતી મારે કોઈની મદદ!' આમ બોલતીકને એ તો ઝડપથી ઊપડી ગઈ!

થોડા દિવસ પછી, પાછળથી ખબર પડી કે એ બાઈ ઢોંગ કરતી'તી તેવી ખરેખરી આંધળી નહોતી તો નહોતી પણ સાથે-સાથે સારા ચારિત્ર્યની યે નહોતી!

[ ૩ ]

ગાંધીજી ધાર્મિક પુરુષ છે એ તો જાણે નિ:સંશય વાત છે; અને છતાં યે એ એટલા જ બુદ્ધિવાદી છે એ પણ એટલું જ ચોક્કસ છે. એમના આચરણમાં ધર્મ અને બુદ્ધિનો એવો કોઈ વિશિષ્ટ સંગમ છે, કે એ એમની સાહજિક વિશિષ્ટતા જ ગણી શકાય. આ સંગમ સંભવિત છે, કારણ કે શ્રદ્ધાનું શક્તિબળ અને એની મર્યાદા તથા બુદ્ધિનું શક્તિબળ અને એની ત્રુટીઓ—બંને વિશે એમના મનમાં સ્પષ્ટતા છે—નિશ્ચિતપણું છે. આ બધું એમને નથી કોઈએ શીખવ્યું કે નથી પ્રાપ્ત થયું પુસ્તકોમાંથી; પણ માનવઅનુભવની જુદીજુદી ઊંડી ખાણોમાંથી જ એ જ્ઞાન એમણે મેળવ્યું છે.

પ્રાર્થનાસમયની ગાંધીજીની તલ્લીનતા કે રામાયણમહાભારતની કથાવાર્તાઓ સાંભળતી વખતની એમની તન્મયતા જેમણે જોઈ હશે તેઓ માનવાની ચોક્કસ ભૂલ કરવાના કે ધર્માંધતાથી ગાંધીજી સાવ અલિપ્ત તો નહિ જ હોય. પરંતુ કોઈ પણ જાતની ધર્માંધતાથી મુક્ત એવો એમના સમો બુદ્ધિવાદી આપણને શોધ્યો

જડે એમ નથી. પોતાની આસપાસ વીંટળાયેલી ધર્માંધતાને તો કોઈ કાળે યે એમણે ચલાવી લીધી નથી એ વાત તદ્દન સાચી છે; અને એટલે જ એમનો બુદ્ધિસ્વાતંત્ર્યવાદ અત્યંત કડક છે એમ નિઃશંક કહી શકાય.

કેટલા યે બુદ્ધિવાદીઓ ધર્માંધતાનાં મૂળ ઉચ્છેદવાનું ઇચ્છે છે ખરા, પણ પોતાની આસપાસ રચાયેલી ધર્માંધતાની ઇંદ્રજાળને તેઓ દૂર કરી શકતા નથી. પોતાને અણગમતી ધર્માંધતાનો અલબત્ત તેઓ નાશ કરે છે ખરા, પણ એને સ્થાને મનગમતી ધર્માંધતાને તેઓ નવો અવતાર પણ આપે છે. આધુનિક રાજકીય 'બુદ્ધિવાદી'ઓમાં આ પ્રકાર વિશેષતઃ પ્રચલિત બન્યો છે, પણ ગાંધીજી એ ટોળીમાંના નથી જ.

આવા એમના સ્વભાવ પર પ્રકાશ પાડનારો એક બનાવ ૧૯૨૪ની સાલમાં બન્યો. હિંદુમુસ્લિમ ઐક્ય માટે મહાત્માજીએ દિલ્હીમાં એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા, ત્યારે એમના વિનમ્ર પણ અડગ 'ચોકીદાર' બન્યા હતા સ્વ. દીનબંધુ ઍંડ્રુઝ. 'દિલખુશ'× ના ઉપરના મજલા પર, ઉપવાસી ગાંધીજીની ઓરડી હતી. એના દાદર આગળ આ 'ચોકીદાર' પોતાનું કાર્ય સંભાળતા હતા. પ્રત્યેક ક્ષણે ગાંધીજીની શક્તિ એકસરખી ઘટતી જતી હતી; એટલે દાક્તરોએ એમને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી હતી. તેમાં યે એમનો એક દિવસ તો બહુ જ ગંભીર ગયો. એમનું જીવન હોડમાં મુકાઈ ગયું હતું.

ઉપવાસનો કદાચ એ તેરમો દિવસ હશે. દૂરદૂરનાં ગામડાંમાંથી એક ખેડૂતદંપતી ઉપવાસી મહાત્માનાં દર્શન માટે 'દિલખુશ'માં આવી પહોંચ્યું. આમ તો હજારોની માનવમેદની 'દિલખુશ'ના દરવાજા આગળ જમા થઈ હતી; છતાં આ બંનેએ શી યુક્તિ

× ડૉ. અન્સારીના મકાનનું નામ

કરી તે તો કોને ખબર, પણ દરવાજા આગળના સ્વયંસેવકોના પાકા બંદોબસ્તમાંથી સતત મહેનત કરી, માર્ગ ચીરી, જેમ તેમ તેઓ દાદરનાં પગથિયાં પાસે આવી પહોંચ્યાં.

પણ ત્યાં તો એમને મળ્યા હસમુખા પણ ગંભીર 'ચોકી-દાર' દીનબંધુ એંડ્રુઝ!

'અરે ભાઈ, આમ ક્યાં ઘૂસી આવ્યા તમે?' દીનબંધુએ પૂછ્યું: 'ઉપર જઈ ગાંધીજીને ત્રાસ નહિ આપી શકાય. બાપુ ઘણા જ અશક્ત છે ને એમને સંપૂર્ણ આરામની જરૂર છે. મહેરબાની કરી શાંતિથી પાછા ફરો ને બાપુને જલદી આરામ થાય એ માટે ઈશ્વરને પ્રાર્થના કરો.'

પણ ખેડૂત અને તેની પત્ની તલપૂર યે ચસક્યાં નહિ. પ્રવાસની રેખાઓ એમના મુખ ઉપર અંકિત થઈ ચૂકી હતી. બન્ને પુષ્કળ થાક્યાં પણ હતાં. સ્ત્રીના હાથમાં સ્વચ્છ માંજેલો લોટો હતો. લોટાના મોઢા પર સીવેલાં લીલાં પાંદડાં હતાં. એમને કહેવાની વાત બહુ રોમાંચક ને રસિક હતી. એકનો એક પુત્ર, દૂરદૂર ગામડાંની એમની ઝૂંપડીમાં માંદગીને બિછાને પટકાઈ પડ્યો હતો. એની માંદગી સખત હતી. ગામના વૈદ્યની પૂરતી ચિકિત્સા છતાં માંદગી વધતી જતી હતી. એવે વખતે માતપિતાએ વિચાર્યું, કે 'મહાત્માજીના પવિત્ર પાય ધોઈ, ઉત્તમોત્તમ આ દવા પુત્રને પાઈએ.' એટલા માટે પોતાની સાથે પોતાના ગામના કૂવાના પાણીનો ભરેલો લોટો તેઓ લાવ્યાં હતાં. પોતાની આ યોજના પાર પડે માટે એક જ ક્ષણ માટે ગાંધીજી પાસે જવા દેવા, આંખોમાં અટલ શ્રદ્ધાનાં તેજ સાથે, કંપિત સ્વરે બન્ને દીનબંધુને કાકલૂદી કરી રહ્યાં હતાં; પણ એમની આ વીન-વણીઓ સામે 'ચોકીદારે' પોતાનું કાળજું કઠણ કર્યું હતું. ડૉક્ટરની સલાહસૂચના પ્રમાણે જ વર્તવા માટે તેઓ મક્કમ હતા. એમણે ચોખ્ખું કહી દીધું કે ગાંધીજીને મળવું અશક્ય હતું.

બન્નેમાંથી કોઈ પણ પક્ષ નમતું મૂકવા તૈયાર નહોતો. ખેડૂતદંપતીએ જ અંતે વાતનો તોડ કાઢ્યો. ગાંધીજીનાં દર્શન વિના પોતે ત્યાંથી ચસકનાર નથી જ એમ કહી એમણે તો ત્યાં દાદરના પહેલા પગથિયા આગળ જ શાંતિથી પલાંઠી વાળી આસન જમાવ્યું. એવામાં આ બાબતમાં ખુદ ગાંધીજીની જ સલાહ લેવી અને કોઈને યે મુલાકાત આપવાની શક્તિ કે તાકાત રહી નથી, એમ જો ગાંધીજી કહેવડાવે તો આ દંપતીએ તુરત પાછા ચાલ્યા જવું, એમ કોઈ મિત્રે સૂચવ્યું અને પરિસ્થિતિને હળવી બનાવી.

દંપતીએ વાત કબૂલી. પણ મુદ્દાની શરત એક એ કરી કે મૃત્યુપથારીએ પડેલો એમનો પુત્ર તથા એમના અહીં આવવાના ઉદ્દેશ માટે ગાંધીજીને સંપૂર્ણ રીતે વાકેફગાર કરવા જ.

'હા, તે તો જરૂર કહીશ જ.' ઉપર જતા એંડ્રુઝ બોલ્યા.

બીમારની દવાના કારણરૂપે ગાંધીજી પોતાના પગ નહિ જ ધોવા દે એવી દીનબંધુને પાકી ખાતરી હતી. ખેડૂતદંપતીને આ માટેની મુલાકાત તેઓ ચોક્કસ નહિ જ આપે; પરંતુ ગાંધીજીના મનની વાતની દીનબંધુને શી રીતે ખબર પડી શકે? દીનબંધુ પાસેથી સઘળી વાત સાંભળ્યા પછી ગાંધીજીએ, પોતે તે દિવસે તો ખરેખર ઘણા જ અશક્ત બની ગયા હતા; છતાં પણ દીનબંધુને ઈશારત કરી ખેડૂતદંપતીને પોતાને મળવા ઉપર મોકલવાનું કહ્યું. દીનબંધુએ આનો સખતમાં સખત વિરોધ કર્યો, ત્યારે અત્યંત ધીમા ને પડી ગયેલા અવાજે ગાંધીજી બોલ્યા: 'એમની આ ધર્માંધતાનાં જડમૂળ ઉખેડવાની જરૂર છે, ભલે એ ઉપર આવે.'

બંનેને ઉપર લઈ જવામાં આવ્યાં. ગાંધીજીની પાસે બેસાડવામાં આવ્યાં. તે પછી, ધીમા, અશક્ત પણ સ્પષ્ટ સ્વરે ગાંધીજીએ પોતાના મનના વિચારો જણાવ્યા:

'ઈશ્વરમાં તો માનો છો ને? જો માનતાં હો તો પછી

એને બદલે એ શ્રદ્ધા એક પામર મનુષ્ય પર બદલી નાખી શા માટે ઈશ્વરનું અપમાન કરો છો? મારા પગ ધોવા અને એ ગંદું પાણી દવા તરીકે વાપરવું, તમારે માટે તેમ મારે માટે પણ એક ભયંકર હાંસીરૂપ છે, એ શું નથી જાણતાં તમે? સ્વાસ્થ્ય અને આરોગ્યના આવા સાદા ને પ્રાથમિક નિયમોને પણ તમે નકારશો શું?'

લગભગ પંદર મિનિટ સુધી ગાંધીજીએ એમને સમજાવ્યાં. બંને બિચારાં સાવ શરમિંદાં બની ગયાં. ગાંધીજીએ પેલો લોટો ત્યાં ને ત્યાં જ ખાલી કરાવડાવ્યો. વિદાયવેળા કહ્યું:

'ઈશ્વર પર ભરોસો રાખો, ભાઈ, ને દીકરા માટે કોઈ દાક્તરને બોલાવજો.'

ખુશ થતાંથતાં હસતે મુખે બંને બહાર નીકળ્યાં.

જે બદલાની એમણે આશા રાખી હતી તે કરતાં એમને ઘણું મળ્યું-અવિસ્મરણીય એવા એક પદાર્થપાઠની દીક્ષા તેઓ પામ્યાં. ધર્મ સાથે દાક્તરી વિજ્ઞાનને ભવિષ્યમાં કદી યે તેઓ હવે ભેળવશે નહિ સસ્તા જાદુ કે ચમત્કારની કોટી પર ભગવાનને ખેંચી લાવી, ઈશ્વરનું અપમાન પણ તેઓ-ના, ના, નહિ જ કરે. દીનબંધુએ મજાકમાં એમને જરા ગુસ્સે કર્યાં. આ દંપતીએ પણ વધુ શાણા બનેલા ઉમંગી બાળકોની માફક સામે એવા જ મનોહારી ગુસ્સાનો પડઘો પાડ્યો.

બહાર નીકળ્યાં કે તરત જ ટોળાના લોકો એમને ઘેરી વળ્યા. શું બન્યું, શેનો લાભ મળ્યો, તે જાણવા તેઓ ઇંતેજાર હતા. ગાંધીજીએ જે કંઈ કહ્યું તે એમણે લોકો સમક્ષ ધર્યું.

કોને ખબર, બુદ્ધિવાદનું વાવેલું આ નાનકડું બીજ, એકથી બીજે એમ અનંત લોકમોઢે ચઢવાથી, હજારગણું મોટું વધી નહિ જાય!

ગાંધીજી અસત્ય તો કદી યે ન ચલાવી લે. 'દુષ્ટ માણસને એક વખત આપણે સહન કરી લઈએ પણ મૂર્ખને તો ન જ ચલાવી લેવાય,' એમ કેટલોક બુદ્ધિશાળી શિષ્ટવર્ગ કહે છે; પણ ગાંધીજીના સંબંધમાં એવું નથી. સંજોગ ઊભા થાય તો મૂર્ખને એ કદાચ ચલાવી લે, પણ જૂઠું બોલનારને તો હરગીઝ નહિ.

સત્યાગ્રહ આશ્રમમાં એમણે આચરણના અતિ કડક નિયમો દાખલ કર્યા હતા, ખુદ બાળકોને પણ એ નિયમો પાળવા પડતા.

૧૯૨૬માં એ વાત બની.

તાજેતરમાં જ કૉલેજનો અભ્યાસ પૂરો કરી, આશ્રમમાં રહેવા માટે એક વિદ્યાર્થી આવ્યો હતો. આશ્રમશિક્ષણના પ્રથમ પગથિયા તરીકે ગાંધીજીએ એને ત્રણ માસ સુધી ભંગીકાર્ય સોંપ્યું હતું. બાળકોમાં એને ભારે રસ. બાળકોને પણ એની લગની તરત જ લાગી ગઈ.

એક દિવસ એક નાની આશ્રમબાળા સાથે એ રમતે ચઢ્યો. બાળાની ઉંમર માત્ર આઠ જ વર્ષની હતી. પેલો વિદ્યાર્થી બાળા આગળ એક મોટું ગોળ પીળું લિંબુ ધરી રાખીને એને લલચાવતો હતો. બાળા તે ઝૂંટવી લેવાનો પ્રયત્ન કરતી હતી. આમ કરતાં વિદ્યાર્થીએ તો બાળાને ખરેખરી નચાવી. સોનેરી લિંબુ લેવાના મિથ્યા પ્રયત્નો કરતી એ આમતેમ નાચતી હતી મોટેથી ચીસો પાડી હસતી હતી.

રમતથી એકાએક છોકરી થાકી ને દડદડ કરતી એકદમ રડી પડી. વિદ્યાર્થી આ લિંબુ તો આશ્રમના કોઈ દરદી માટે લઈ જતો હતો. આવા સંજોગોમાં એણે કંઈ રસ્તો તો શોધવો જ જોઈએ. જાણે સાબરમતી નદીમાં જ લિંબુ નાખી દેતો હોય,

એવો ફેંકવાનો ચાળો કરીને લિંબુ એણે ઝડપથી ગજવામાં સેરવી દીધું.

બાળા તરત જ ખુશમિજાજમાં આવી ગઈ ને તેણે પ્રશ્ન કર્યો:

'નદીમાંના લિંબુનું શું થશે હવે?' નદીના છીછરા પાણીમાં દોડતાં જઈ લિંબુની એને ભાળ કાઢવી હતી.

પણ વિદ્યાર્થીએ કહ્યું:

'હવે શું? પહોંચ્યું એ તો ઠે...ઠ નીચે!'

એક જ ક્ષણમાં બંને ફરી મિત્રો બન્યાં, ને દરદીની ઓરડી તરફ સાથે ચાલવા માંડ્યું. રસ્તામાં, વિદ્યાર્થીએ ખિસ્સામાંથી હાથરૂમાલ કાઢ્યો કે તરત જ દડબડદડબડ કરતું લિંબુ જમીન પર ગબડી પડ્યું. પણ વિદ્યાર્થીના આશ્ચર્ય વચ્ચે, લિંબુ ઝડપી લેવા દોડવાને બદલે, બાળા તો તે જ જગ્યાએ જાણે સ્તબ્ધ થઈ ગઈ ને બાળકસહજ ગુસ્સાથી એની સામે જોવા લાગી. એ બોલી:

'હં અં... જૂઠું બોલ્યા કેમ? મને કહે, લિંબુ પાણીમાં નાખી દીધું છે. તો કોણે સંતાડેલું ખિસ્સામાં? ઠીક છે, હમણાં જ બાપુ પાસે જઈ રાવ ખાઉં છું કે તમે જૂઠાબોલા છો!'

આમ બોલતીકને એ તો દોડી ગઈ સીધી બાપુ પાસે. પોતાના ખંડમાં, નદી તરફ જોતા ગાંધીજી કામમાં મગ્ન હતા. બાળાએ જૂઠાણાની આ વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. પોતે એ વાતની તપાસ કરશે એમ ગાંધીજીએ બાળાને વચન આપ્યું.

સાંજે, પ્રાર્થના બાદ ગાંધીજીએ પેલા યુવાનને વાત પૂછી. પેલાએ આખી યે વાત કહી. આખી યે વાત નરી મજાકમાં જ હતી. એ સબબ પર પોતાના પગલાની યોગ્યતા ઠસાવવાનો એણે પ્રયત્ન કર્યો.

વાત સાંભળી ગાંધીજીને પણ ગમ્મત પડી, હસતાં હસતાં કહે:

'અરે ભાઈ, પણ મારે તમને એક ચેતવણી આપવી જોઈએ. ઠઠ્ઠામશ્કરીમાં પણ બાળકો સાથે જૂઠું ન બોલો. મજાકની આ શરૂઆત ધીમેધીમે કરતાં બાળકોમાં હળવી ટેવરૂપે ઘૂસી જશે. જૂઠાણાને હળવી રીતે લેતાં એક વખત બાળકે શરૂઆત કરી કે તેને ગંભીર રૂપ પકડતાં વાર નહિ લાગે.'

પણ વાત એટલેથી જ પતી નહિ. ઘણાખરા યુનિવર્સિટીના પદવીધરોની માફક એ યુવાન પણ દલીલવાદી હતો. કેટલા યે આશ્રમવાસીઓ સાથે, નિર્દોષ મજાકમાં બોલાયેલા જૂઠાણાની નીતિઅનીતિની એણે ચર્ચા માંડી. આશ્રમશાળાના શિક્ષકો વચ્ચે પણ અંદરઅંદર વાદવિવાદ થયો. કોઈએ પૂછ્યું:

'આમ નિર્દોષ મશ્કરીમાં યે જો જૂઠું ન બોલાય, તો પછી બાળકોને પરીઓની વાત ને રામાયણ-મહાભારતની કથાવાર્તાઓ પણ કેવી રીતે કહી શકાય?'

ચર્ચાનો પવન કાકા કાલેલકર સુધી આવ્યો. પોતાની વિશિષ્ટ પદ્ધતિ પ્રમાણે ચર્ચાના વિષયને એમણે આબાદ ઉડાવી દીધો. એમણે કહ્યું:

'પુરાણકથાઓ અને દંતકથાઓ તથા રોજિંદા વ્યવહારનું જૂઠાણું બંને સાવ જુદી જ વસ્તુઓ છે, એને ભેળવશો નહિ. આપણા યુનિવર્સિટીના પદવીધરો જરા વધુ વિચારવાની ટેવ પાડે અને ચર્ચાબડબડાટ ઓછાં કરે, તો એમને તરત જ સમજાઈ જાય કે બાળકને કદી યે જૂઠું ન કહેવું અને હરેક બાબતમાં એમને સાચું જ બોલવાની ટેવ પાડવી એ જ વધુ ઉપયોગી છે.

[ ૫ ]

બીમારની શુશ્રૂષા તો ગાંધીજીની જ. ક્યાંથી એ વિદ્યા એમણે પ્રાપ્ત કરી એ એક રહસ્ય છે. એટલું સાચું કે કોઈ પણ 'નર્સિંગ સ્કૂલ'માં એમણે શિક્ષણ લીધું નથી. ઘણી યે અન્ય બાબતોની માફક નર્સિંગની જેમજેમ જીવનમાં જરૂર પડતી ગઈ તેમતેમ પ્રત્યક્ષ અનુભવ લઈ, એમણે એનો અભ્યાસ કર્યો. સાબરમતી આશ્રમમાં બીમાર સર્વે એમની સીધી દેખરેખ નીચે ને સંભાળ હેઠળ આવતા. દાક્તરોની જો કે સલાહ લેવામાં આવતી ખરી; પરંતુ બીમારોની માવજત ગાંધીજી જાતે જ કરતા. એટલે જ તો ખાસ કરીને આશ્રમનો યુવાનવર્ગ મજાકમાં કહેતો:

'ભાઈ, રોજ ને રોજ બાપુજી જોવા હોય, એમનાં કંઈક વચનામૃતનું પાન કરવું હોય, થોડીક એમની રમૂજનો લાભ લેવો હોય, તો બીમાર પડી, પથારીવશ બનો કે બેડો પાર!' કારણ ગાંધીજી બીમારની પાસે રોજ જતા, પ્રત્યેક પથારી આગળ થોડી ક્ષણો ગાળતા, વસ્તુઓની કાળજીપૂર્વક દેખરેખ રાખતા, ને દરદી પાસે એકાદ બે હાસ્યલહરી ઉડાવવાનું ચૂકતા નહિ. ગમે તેવા મહત્ત્વના કાર્યમાં પણ બીમારની આ મુલાકાત લેવાનું એ ભૂલતા નહિ.

આશ્રમના એક યુવાન વિદ્યાર્થીને સંગ્રહણી થઈ ગઈ. કેમે કરતાં યે આશ્રમનો ખોરાક એને ભાવે જ નહિ. કૉફીનું એને જબ્બર વ્યસન હતું. પણ આશ્રમમાં તો કૉફી કયાંથી મળે? ત્યાં તો કૉફીની સખ્ત મનાઈ!

દિવસો જતાં એની તબિયત ધીમેધીમે સુધરવા લાગી હતી. રોગ હઠવા માંડ્યો હતો. રોજના નિત્યનિયમ મુજબ ગાંધીજી આવીને એની ખબરઅંતર પૂછી જતા હતા. આ બેચાર મિનિટો દરદી બિચારાને અખૂટ સંજીવની બક્ષી જતી.

માંદગીમાંથી સુધરતી જતી એ સ્થિતિ દરમિયાન અપ્રામાણિકતાથી મળેલી એક કપ કૉફીની એને અજબ તાલાવેલી લાગી. એક દિવસ એ પથારીમાં પડ્યો હતો, ત્યારે જૂની સ્મૃતિ જાગી, સાબરમતી આશ્રમથી સેંકડો માઇલ દૂર આવેલા દક્ષિણ હિંદના પોતાના એક ઘરમાં એ રહેતો હતો, ત્યારે હા, કેટલી બધી કૉફી પીતો! સ્વાદિષ્ટ, મિષ્ટ, મધુર એવી એ કૉફીનાં સ્વપ્નોમાં વિદ્યાર્થી ડૂબેલો હતો, ત્યાં જ ગાંધીજીની પાવડીઓનો આવકારદાયક ખટખટ અવાજ એને કાને પડ્યો, થયું કે હમણાં બાપુ આવશે. અને એકાદ મિનિટમાં તો હરહમેશની હસમુખી ને પ્રેરક ગાંધીજીની મૂર્તિ એની સમક્ષ હાજર થઈ ગઈ.

મદ્રાસી યુવાનને એમણે પ્રેમાળ નયને નિહાળ્યો. 'હવે તો તબિયત તદ્દન સુધારા પર લાગે છે. ભૂખબૂખ પણ ઠીક ઊભરી હશે. બોલ ત્યારે શું લઈશ? હં...હં...ગરમાગરમ ઉપમા કે ઢોંસા?'

આ બંને મદ્રાસી ખાદ્ય પદાર્થો યુવાનને અત્યંત પ્રિય હતા, તે ગાંધીજી જાણતા હતા. યુવાનના મગજમાં ઝડપથી એક વિચાર ઝબકી ગયો. અત્યંત ઉતાવળે એના મુખમાંથી શબ્દો સરી પડ્યા!

'એકાદ કપ કૉફી મળી શકે ખરી?'

ખૂબ મોટેથી હાસ્ય વેરતા ગાંધીજી બોલ્યા: 'રે, પસ્તાવો નહિ કરનારા દુષ્ટ! એ જ તારે જોઈએ'.........પણ તરત જ પેલા વિદ્યાર્થીના મુખપર તરવરી રહેલો સાશંક મનોભાવ દેખી ગાંધીજીએ કહ્યું:

'બેલાશક, બેલાશક. તારી પ્રિય કૉફી તો મળશે જ. નરમ કૉફી તારા કોઠાને શાતા આપશે. પણ સાથે ખાવાનું શું લઈશ? માનું છું કે ઉપમા કે ઢોંસા બનાવતાં તો અહીં કોઈને ફાવશે નહિ. હાં...પણ કૉફી સાથે ગરમાગરમ ટોસ્ટ સરસ પડશે! હમણાં જ ટ્રે મોકલું છું હોં...'

તે પછી સ્નેહભર્યાં વિદાયશબ્દો બાદ, ગાંધીજી ઓરડી છોડી ગયા.

છોકરો ઉત્સુકતાથી રાહ જોતો રહ્યો. આવું મોટું ભાગ્ય પોતાનું હોઈ શકે એમ એ માની જ ન શક્યો. સાબરમતી આશ્રમમાં કૉફી!—અબ્રહ્મણ્યમ્ અબ્રહ્મણ્યમ્ અને તે યે ખુદ ગાંધીજી જાતે જ મોકલવાના!

'વૃદ્ધ ગવર્નર' ધૂની નહોતા. પ્રેમાળ પણ ઘણા હતા એમ ઉપકારવશ ને ઉત્કંઠ પેલો છોકરો વિચારતો રહ્યો.

બીમારોની આ ઝૂંપડીઓથી ઠીકઠીક દૂર આશ્રમને પેલે છેડે ગાંધીજીની ઝૂંપડી હતી.

શું થશે એ સારી રીતે પેલો વિચારી શકતો હતો:

'બાપુજી કસ્તૂરબા પાસે રસોડામાં જશે ને...ને કૉફી ટોસ્ટ મોકલવાનું કહેશે...પણ આ તો કવખત હતો. રસોડું બંધ હશે ...કામકાજથી પરવારી બા નિરાંતે આરામ કરતાં હશે... ગાંધીજીને વિનાકારણ વધારેપડતો એ ત્રાસ નહિ તો શું?'

વીસેક મિનિટ પસાર થઈ ગઈ.

સાંભળો! સાંભળો! શેનો છે પેલો અવાજ?

પુનશ્ચ ગાંધીજીની પાવડીઓ રણકી ઊઠી છે. શા માટે ગાંધીજી પાછા આવતા હતા? પાછળથી વિચાર કરી કૉફી પડતી તો નહિ મૂકવામાં આવી હોય?

બાપડો અત્યંત હતાશ થઈ ગયો.

પણ ખુદ ગાંધીજી એ પછી તો હાજર થયા! હાથમાં સફેદ ખાદીના નેપકીનથી ઢાંકેલી ટ્રે હતી!

મોટામોટા ડોળા ફાડી છોકરો જોવા લાગ્યો. અરે, પણ ખરેખર બન્યુંતું શું?

ગાંધીજી બોલ્યા: 'ભાઈ, આ રહી કૉફી ને આ તારો ટોસ્ટ. જોજે હં, કૉફી મેં જાતે જ બનાવી છે. અચ્છા, મદ્રાસીની

માફક તું મને યે સરસ કૉફી બનાવતાં આવડે છે એવું પ્રમાણ-પત્ર આપશે કે?'

'અરે, પણ બીજા કોઈ સાથે કૉફી કેમ ન મોકલી? મારે માટે આપને જાતે તસ્દી લેવી પડી એથી મને અત્યંત દુઃખ થાય છે, બાપુજી!' બોલતી વખતે શરમથી વિદ્યાર્થીનો અવાજ એકદમ ધીમો પડી ગયો હતો.

'બસ બસ હવે. કૉફી ઠંડી થઈ કે પછી એમાં ભલીવાર શો રહેવાનો? ઠંડી કૉફી તને નુકસાન કરશે. 'બા' આરામ કરતાં હતાં એટલે એમને કેવી રીતે ઉઠાડું?' અને પછી અત્યંત ઝડપથી ઓચિંતું ઉમેર્યું: 'ઠીક ત્યારે, જઈશ હવે. ટ્રે લઈ જવા તો કોઈ પણ આવી જશે.'

આમ બોલી ગાંધીજી ત્યાંથી બહાર નીકળી ગયા.

કૉફી વિશેષ કડક નહોતી—છતાં ય મધુર તો હતી જ. અમૃતના પાનની માફક પ્રેમથી પેલો મદ્રાસી કૉફીને આસ્વાદી રહ્યો હતો, પણ એનું મન અસ્વસ્થ હતું:

એનાં મનઃચક્ષુ સમક્ષ ચિત્ર ખડું થઈ ગયું.

બાપુજીએ જાતે રસોડું ખોલ્યું...એ સ્ટવ ચેતાવ્યો...રે, રે આ કૉફી બનાવી...ને ને...આ ટોસ્ટ પણ...કવેળા બીજાને ત્રાસ નહિ દેવા એ જાતે જ બધું લઈને અહીં આ...વ્યા... વિચારો એને કચડી રહ્યા હતા!

આશ્રમમાં ચા-કૉફીની બંધી તો હતી જ, છતાં યે મહેમાનો કાજે રસોડામાં થોડાં ચા-કૉફી આણીને રાખી મૂકવાનું કસ્તૂરબા ભૂલતાં નહિ. ચા જોઈએ દીનબંધુ એંડ્રૂઝને અને કૉફી મદ્રાસના રાજાજીને!

[ ૬ ]

ગાંધીજીનું દૃઢ નિશ્ચયીપણું તો સર્વને વિદિત છે. બાપુ આમ તો પ્રેમાળ પણ કડક યે ખરા. એમની નજીક જેટલા રહીએ તેટલી વધુ કડક શિસ્ત પાળવી પડે: એટલે જ કદાચ ગાંધીજી પોતાને કાજે આટલા બધા નિર્દય થઈ શકે છે. અસહિષ્ણુ તો એ મુદ્દલે ન હતા. 'કોઈ કદી યે મારો વિરોધ ન કરે' એવું કદી યે એમને લાગ્યું નથી; એટલું જ નહિ, ઊલટું વિરોધ કરનારને એ પ્રોત્સાહન આપે છે; અને છતાં લોકો વિરોધ કરતાં અચકાય છે, કારણ આવા વિરોધીઓને પોતાના કરતાં યે ગાંધીજી ઉપર વધુ વિશ્વાસ હોય છે. પણ સત્યાગ્રહ આશ્રમમાં આ નિયમનો એક જ અપવાદ હતો, એ હતી એમની અત્યંત નિકટની વ્યક્તિ–એમની સહધર્મચારિણી.

માતાના અર્થમાં, આશ્રમમાં હમેશ એમને 'બા' કહેવામાં આવતાં. સત્યાગ્રહ આશ્રમમાં બા ઠીંગણાં ને તોરી વૃદ્ધા લાગે. એવી જ હતી એમની તેજધાર આંખો, કર્કશ અવાજ ને સખ્તાઈથી બીડેલા હોઠ. થવું હોય ત્યારે બા અત્યંત પ્રેમાળ બની શકતાં, કવચિત્ સખત ને કડક પણ. ગાંધીજીની ઝૂંપડીમાં તેમ જ રસોડામાં પણ એમના અતીવ કડક રાજ્યની આણ વરતતી. પણ બિચારાંને ઘણું જ કામ રહેતું. એમના મહાન પતિ તથા પૌત્રો ઉપરાંત આશ્રમનાં આશરે ૨૦ માણસોની એમને રસોઈ કરવી પડતી ને જમાડવા પડતા. આમ તો આશ્રમમાં બસોક આદમી હશે. એમના જમવાની સગવડ જુદેજુદે રસોડે થતી. એમાંથી આટલા બાને ભાગે આવ્યા હતા.

પોતાના રસોડામાં બા માત્ર દેખરેખ જ નહોતાં રાખતાં, એ મુખ્ય રાંધનારાં પણ હતાં. હા, બીજા મદદનીશ હતા ખરા, પણ મુખ્ય કાર્ય એમને જાતે જ સંભાળવાનું રહેતું. એ દિવસો-

માં બા એટલે અખૂટ શક્તિ, ચપળતા ને ગણનાપાત્ર ગતિનો પ્રવાહ. જેમ એમની શક્તિ અદ્‌ભુત હતી, તેમ ક્વચિત્ એમનો ગુસ્સો પણ એવો જ; એટલે રસોડામાં એમના મદદનીશ તરીકે કાર્ય કરવું સહેલી વાત નહોતી. વધારેમાં વધારે એ કામ લેતાં. આળસ કે કંટાળા વિના એ જાતે પણ મિનિટે મિનિટનો સમય જાળવતાં. એમના આ ઉત્તમ દાખલા પ્રમાણે મદદનીશ કાર્યકરોને વર્તવાની ફરજ પાડતાં. કામમાં જરાક બેદરકારી યા સુસ્તી આવી કે આવી જ બન્યું સમજવું.

એક વખત ત્રાવણકોરના એક છોકરાને એમના મદદનીશ તરીકે નીમવામાં આવ્યો. રસોડાનું કાર્ય પ્રથમ તો એને ચિકાશવાળું ને એવું બધું લાગ્યું પણ પછી એણે સારી પ્રગતિ કરી, બાને ઘણો જ સંતોષ આપ્યો. રસોડામાં બા ને એ બંને આબાદ હળી ગયાં.

રસોડા વિભાગ પર ગાંધીજીની સતત બારીક નજર રહેતી. છોકરાના કાર્ય માટે અનેક વખત એમણે મુબારકબાદી આપી હતી. ભારતવર્ષના રાજકારણનો જાણનહાર રસોઈઘરનું રાજકારણ પણ આબાદ જાણતો હતો !

પણ એક જ વાતમાં બાને ગાંધીજી સાથે કોકકોક વખત અથડામણ જાગતી. એવે પ્રસંગે ગાંધીજી થોડાઘણા ગભરાતા, કારણ ન્યાય બાને પક્ષે હતો. થવાનું તો શું હતું પણ તે સમયના 'હિંદની રાજકીય રાજધાની' સમા આશ્રમમાં અણધાર્યા પુષ્કળ અતિથિઓ ઘણી વખત આવી ચઢતા. જુદાજુદા રસોડામાં એ અતિથિઓની વહેંચણી થઈ જતી, પણ બાને ભાગે વાજબી કરતાં હરહમેશ મહેમાનોનો મોટો હિસ્સો આવતો. ઓચિંતા આટલા બધા અતિથિઓ અને તે યે આગળથી કોઈ પણ જાતની વરધી આપ્યા વિનાના! બાને આવે વખત કવચિત્ ગુસ્સો ચઢતો–ખાનગીમાં હૈયાવરાળ એ કાલવતાં. એવે પ્રસંગે

ાંધીજી ઘણી જ નરમાશથી અને કળથી વર્તતા, બાની ત્યારે ામને થોડીઘણી બીક રહેતી !

એક દિવસ બપોરે જમ્યા બાદ, ધોયાકર્યા પછી બા તથા ામના મદદનીશે રસોડું બંધ કર્યું, ત્યારે આવું ફરીવાર બન્યું. ા ઘણાં જ થાકી ગયાં હતાં અને આવા રગડઓરામાં તે કોણ થાકે? સંભવ છે એમની તબિયત પણ કદાચ સારી નહિ ાય. પોતાના ખંડમાં જઈ એ આડાં પડ્યાં હતાં. ગાંધીજી ાપથી રસોડે આવ્યા ને રસોડું છોડવાને તૈયાર પેલા ત્રાવણકોરી ાકરાને પાસે બોલાવ્યો. સૂતેલાં બાને ખલેલ ન પહોંચાડવા ીમે અવાજે એ બોલ્યા :

'એકાદ કલાકમાં કેટલાક માનવંતા મહેમાનો આવનાર . પંડિત મોતીલાલ નહેરુ પણ એમાં છે. એ સ માટે ોઈ જોઈએ !'

બાની ઓરડી તરફ દૃષ્ટિ નાખી, હોઠ પર આંગળી મૂકી ા બોલ્યા :

'એને ઉઠાડીશ નહિ. કુસુમને બોલાવજે. ચૂલો ચેતાવજે. ાકભાજી સમારજે. રોટલીનો લોટ બાંધજે ને જરૂર પડે ત્યારે જ ાને બોલાવજે. ને ધ્યાન રાખ, બાને રોષ ચઢે એવું કશું ચે ીશ નહિ. બા મારા પર ગુસ્સે નહિ થાય તો ઇનામને પાત્ર ણાઈશ. સમજ્યો કે ?'

કોઈ નિર્દોષ કાવતરાખોરનો ભાવ ગાંધીજીના મુખ પર ાસી આવ્યો. અધવચ્ચે ઓચિંતાં જ બા જાગે અને મારા પર ારવિનાનો ગુસ્સો કરે તેની એમને ગભરામણ હતી.

કુસુમ અને આ યુવાન મદદનીશે અવાજ ન થાય એવી ાકથી રસોડું ખોલ્યું. ચૂલો ચેત્યો. શાકભાજી સમારાયાં. ાટલીની કણક પણ તૈયાર થઈ ગઈ. પ...ણ...રે, નસીબનું રવું ને, એવામાં જ એક થાળી જમીન પર પટકાઈ પડી.

અવાજથી બા સફાળાં જાગી ગયાં. એમને થયું રસોડામાં નક્કી આશ્રમની બિલ્લીએ ધાંધલ મચાવ્યું છે. દોડતે પગે એ અંદર આવ્યાં. ત્યાંની સર્વ તૈયારી જોઈને એ તો દિંગ જ થઈ ગયાં. આ બધું શું હતું તે જાણવા એમણે પ્રશ્ન કર્યો. અવાજમાં કઠોરતા હતી. કુસુમ અને પેલા યુવાને નમ્રતાથી વાત કહી સંભળાવી.

'પણ મને કેમ ન બોલાવી?' બાએ પૂછ્યું, 'આ વધારાની વ્યવસ્થા હું ન કરી શકું એમ તમને લાગે છે?'

'ના રે બા ના, એવું તો કંઈજ નથી.' યુવાને પુનઃ સમજણ પાડવા માંડી, 'બધું તૈયાર થયા પછી જ તમને બોલાવવાની અમારી ઇચ્છા હતી.'

બા અંગ્રેજી સારી રીતે જાણતાં નહિ ને પેલા છોકરાને ગુજરાતીનું પૂરું જ્ઞાન નહોતું. મધુર હસતાં બાએ પોતાની ભાંગીતૂટી અંગ્રેજીમાં કહ્યું:

'તું યે ઘણો જ થાકેલો. શા માટે તેં ધાર્યું–તું જ વધારે કામ કરી શકે ને હું વધારાનું નહિ?' ત્યારબાદ તો બધું બરાબર પાર ઊતર્યું.

માત્ર વિચારની સપાટી કરતાં વધુ ઊંડા ઊતરવાની બાની શક્તિ હતી. એ તરત જ સમજી ગયાં કે આ સઘળી રચના ગાંધીજીને જ આભારી છે.

રાત્રે પ્રાર્થના બાદ, બધા અતિથિઓ વિખેરાયા ત્યારે, એકદમ ઓચિંતાં જ એ બાપુ સમક્ષ હાજર થઈ ગયાં.

કેડ પર બંને હાથ ટેકવી, મસ્તીખોર આંખે બોલ્યાં:

'મારા વિના એ લોકોને જ કામ કરવાનું તમે કેમ કહ્યું વારુ? હું આળસુની પીર છું એવું શું તમને લાગ્યું?'

આંખની ચમક સાથે ગાંધીજીએ પ્રત્યુત્તર વાળ્યો:

'આવી વખતે મને તમારી બહુ જ બીક લાગે છે એની તમને નથી ખબર, બા ?'

અને બા એકદમ માનવામાં ન આવે એટલે મોટેથી ખડખડાટ હસી પડ્યાં—જાણે કહેતાં ન હોય શું તમે ? અને તે યે રાથી બીનારા ?

પણ ખરું પૂછો તો એ જ વાત સાચી હતી. ગાંધીજીને ાય કોઈની યે ભીતિ નહિ હોય; પણ જો કોઈથી યે એ બીતા ય તો, સંભવ છે, કે માત્ર બેઠી દડીની, આ કોઈનાથી યે ન ાય એવી આ નારીથી જ, એમના પતિ થોડાઘણા યે મરાતા હતા !

[ ૭ ]

ગાંધીજી ચિદંબરમ્‌માં હતા. પ્રચંડ લોકસમૂહને અજબ ાહથી ત્યારે એમણે થાપ આપી અને નિયત કાર્યક્રમ માટે તે પગપાળા જ ચાલી નીકળ્યા. એક રીતે જોઈએ તો ધીજીના જીવનમાં લોકો મોટા ત્રાસ સમાન છે. ગાંધીજીને મણે કદી યે શાંતિથી જંપવા દીધા નથી. મહાત્માજી દેખાયા તુરત જનતાનો પ્રવાહ એમના તરફ એકસરખો વહ્યો જવાનો. ્લે સમજ પડતી નથી—આ તે ગણિતશાસ્ત્રનો કયો નિયમ કે ગુરુત્વાકર્ષણનું પરિણામ છે ? કેટલીક વાર તો ઉત્સાહી ડગંગાનું આ પૂર ભયંકર સ્વરૂપ પકડે છે. એમનાં દર્શન જે, એમને અર્ઘ્ય દેવા જનતા ગાંડીઘેલી બની જાય છે. પરંતુ ાવી ગિરદીના ત્રાસમાંથી યે ગાંધીજી અત્યંત સિફતથી ાબાદ નીકળી ગયા છે.

ચિદંબરમ્‌માંનો એ દિવસ કંઈ ખાસ સારો નહોતો.

વિદ્યાર્થીમંડળ સમક્ષ પ્રવચન કરવાને ગાંધીજી મોટરમાં

અન્નમબાઈ યુનિવર્સિટી તરફ હંકારી જતા હતા. મોટરમાં સાથે બેઠા હતા ડૉ. ટી. એસ. રાજન્.

યુનિવર્સિટીથી અડધોક માઈલ દૂર, ગામની નાનકડી ખડકીના રસ્તા પર હજારો લોકોની ઠસોઠસ ગિરદી જામી હતી. માર્ગ રુંધાયો હતો. ગાંધીજીની રાહ જોતા લોકો ઊભા હતા. મંડળના બીજા સભ્યોવાળી બીજી બે મોટરો ગાંધીજીની મોટરને અનુસરતી હતી.

—અને લોકોએ ગાંધીજીની મોટર અટકાવી.

'શેની છે બધી ધમાલ?' ગાંધીજીએ પૂછયું.

લોકમેદનીનો નાયક પોતાનો કેસ રજૂ કરવા બહાર આવ્યો. કહ્યું:

'ઊંચ વર્ણના બ્રાહ્મણો હરિજનો સાથે એક પંગતે બેસી જમે એવા એક ભોજન-સમારંભની મેં અને મારા મિત્રોએ યોજના કરી છે. આપની ચિદંબરમની મુલાકાતના માનમાં ગોઠવાયેલી આ મિજબાની, આને માટે જ બાંધેલા એક વિશિષ્ટ મંડપમાં અત્યારે પણ ચાલુ છે. સ્થાન અત્યંત નજીક છે. અમારી સૌને આપને અત્યંત નમ્ર વિનતિ છે કે એક ક્ષણ માટે મોટરમાંથી ઊતરો અને નજરોનજર આ પ્રસંગ નિહાળો.'

ગાંધીજી ડૉ. રાજન્ તરફ ફર્યા ને પૂછયું:

'યુનિવર્સિટીમાં ક્યારે પહોંચવું જોઈએ?'

'માત્ર દસ જ મિનિટ બાકી છે, બાપુ!'

'આજના દિવસના કાર્યક્રમમાં આ સહભોજનની મુલાકાત હતી કે નહિ?'

'જી ના!'

ગાંધીજીએ ડૉ. રાજન્‌ને વિનતિ કરી:

'બાકી રહેલી દસ મિનિટમાં એક કાર્યક્રમમાં ભાગ લેવાનો છે. અને આ કાર્યક્રમ તો પાછળથી વધારાનો ઉમેરાયેલો છે,

એવું લોકોને સમજાવીને કહો.'

પણ આવું કારણ જનતાએ સ્વીકાર્યું જ નહિ. અને એક મિનિટ માટે પણ મોટરમાંથી ઊતરી જવાનું એમણે દબાણ કર્યું.

બહાર ડૉ. રાજન્ લોકોને ચપળ દલીલોથી સમજાવી રહ્યા હતા. લોકમિજાજને ગાંધીજી પામી ગયા. તે દરમિયાન મોટરને બીજે બારણેથી બાપુ સરકી ગયા. યુનિવર્સિટીને માર્ગે અતીવ ઝડપથી જવા માટે એમણે આમ કર્યું હતું! શું થઈ રહ્યું હતું તેની કલ્પના સરખી યે ટોળાને આવી નહિ. પોતાનો દોષ તેઓ ડૉ. રાજન્ પર ઢોળતા હતા. ડૉ. રાજન્નો જ બધો વાંક હતો એમ એમનું માનવું હતું.

આ તક ગાંધીજીએ આબાદ ઝડપી. એકદમ તે ટોળાની બહાર નીકળી ગયા. પાછળમાંની એક મોટર તરત આગળ આવી, એમને અંદર લીધા અને યુનિવર્સિટી તરફ હંકારી ગઈ. છેક ત્યારે જ લોકોના ધ્યાનમાં આવ્યું કે શિકાર તો હાથથી છટકી ગયો હતો! એટલે 'મહાત્માજીકી જય'ના પરિચિત જયઘોષ સાથે લોકો મોટર પાછળ દોડ્યા. પરંતુ ગાંધીજીને લઈ જનારી મોટર તો ઠીકઠીક દૂર નીકળી ગઈ હતી.

ગાંધીજીએ પાછળ જોયું. અને કોઈ મોટા વિકટ પ્રસંગમાંથી મુક્ત થનાર આનંદી નિશાળિયાની માફક એ પોતાના હાથ હલાવતા હતા.

એમણે ડૉ. રાજન્ને દીઠા. અહિંસાની દૃષ્ટિથી જોઈએ તો એમના પર વીતી રહેલો આ પ્રસંગ મુદ્દલે સમાધાનકારક નહોતો. ક્રુદ્ધ માનવસમુદાય પોતાનો રોષ ડૉ. રાજન્ પર ઠાલવતો હતો. એમાંથી બચવા માટે એ પોતાની મુઠ્ઠીનો જોરદાર ઉપયોગ કરતા હતા. એ વખતે હિંસા અને અહિંસાના હક્કની માગણીનો નિવેડો લાવવાની બાપુને ફુરસદ નહોતી. ધૂળના ગોટેગોટ ઉરાડતી એમની મોટર જતી હતી.

યુનિવર્સિટી સંઘની સભામાં પહોંચતાં એમને માત્ર એક જ મિનિટનું મોડું થયું હતું. ભાષણની શરૂઆતમાં જ મોડું થયા બદલ એમણે શ્રોતાઓની માફી માગી.

ગાંધીજી અને એમના ઘડિયાળની કોઈ અભેદ્ય મૈત્રી છે. સદ્‌ગુણોમાં નિયમિતતાને બાપુ સૌથી વધુ મહત્ત્વનું સ્થાન આપે છે.

[૮]

હેરત પમાડે એટલા બધા વિવિધ જાતના માનવીઓના મહેમાન બનવાનો અનુભવ ગાંધીજીને મળ્યો છે. એ 'અર્ધનગ્ન ફકીરે' ઘણી વખત રાજાઓ, જમીનદારો, અને લાખોપતિઓની મહેમાનગતિ ચાખી છે. દિલ્હીના હરિજન કોલોનીની માફક જવલ્લે જ એમને સાધારણ કામદારો અને ગરીબ લોકોની વચ્ચે રહેવાનું ભાગ્ય સાંપડે છે. પરંતુ ભલેને ગમે ત્યાં હોય, ગાંધીજી તો એટલા જ સ્વસ્થ રહેવાના. ભભકો અને ઐશ્વર્ય વચ્ચે એ એવા અલિપ્ત ભાવથી રહે છે, કે ચિત્રવિચિત્ર જેવું લાગે, પણ એમની આવી પરોણાગત કરનારને એની ખબર સુદ્ધાં યે પડી શકતી નથી. એનું રહસ્ય એ છે, કે પોતાના ઉત્તમ પ્રકારના સરસ ને નિર્દોષ વિનોદના તથા મોહકતાના ઓઠા હેઠળ પોતાની અલિપ્તતા ગાંધીજી ઢાંકી દે છે.

એક વખત બંગાળના પ્રવાસ વખતે ગાંધીજી એક મોટા જમીનદારના અતિથિ બન્યા. ભવ્ય હવેલી હતી. જાણે ફલંગ મારતો હોય એવા ને મોટા અવાજમાં અપાયેલા માલિકના હુકમો પ્રમાણે, વિશિષ્ટ પોષાકમાં સજ્જ થયેલા નોકરો અહીંથી તહીં દોડધામ કરી મૂકતા હતા.

સાયંપ્રાર્થના ઉપરની અગાસીમાં થતી. આ પ્રાર્થનાઓ તો એક દરબાર ભરાયા જેવી છે. લોકોનાં ટોળેટોળાં ત્યાં ઊમટે

છે. ઘણુંખરું તો તેઓ ગાંધીજીનાં દર્શન માટે જ ત્યાં આવે છે. નિમિત્તરૂપ બનતી આ પ્રાર્થનાઓ સંતતેજથી વિભૂષિત એમના મુખારવિંદના દર્શન માટે લોકસમૂહને તક આપે છે. તે સાંજે નર ને નારીઓનો એક અતિવિશાળ સમુદાય ત્યાં એકઠો મળ્યો હતો. અગાસીને દરેક ખૂણે ને ખાંચરે જાત સંકોચીને તેઓ બેઠા હતા. લોકો જ્યારે બરાબર બેસી ગયા ત્યારે પોતાના યજમાન સાથે મહાત્માજી અગાસીમાં આવ્યા અને બંને જણા બરાબર પાછળ દીવાલ આવે એ રીતે દીવાલને અડતા બેઠા. પ્રાર્થના પહેલાં વીજળીદીવા ઓલવી નાખવાનો ગાંધીજીનો ચાલુ નિયમ છે.

એટલે બહુ જ નમ્રતાથી ગાંધીજીએ કહ્યું:

'લાઈટ બંધ!'

જાજમ ઉપર ભારે ને સુસ્ત શરીરે યજમાન જ્યાં બેઠો હતો, બરાબર તેના જ માથા પર વીજળીના દીવાની ચાંપ હતી. મહાત્માના હુકમને તાબે થવા શું એ પોતાની જાતને હલાવે? અલબત્ત નહિ જ! નિયમ પ્રમાણે પોતાના એક નોકરને એણે બૂમ પાડી! પણ એટલામાં એક અદ્દભુત વાત બની ગઈ. હળવેથી ગાંધીજી પોતાના પગે કૂદ્યા ને શું બનતું હતું તેનું આશ્ચર્યમાં ગરકાવ થયેલા જમીનદારને કંઈ ભાન થાય તે પહેલાં તો એમણે શાંતિથી વીજળીની ચાંપ બંધ કરી દીધી ને ફરીથી બેસી પણ ગયા. તે પછી પ્રાર્થના ચાલુ કરવા ગાંધીજીએ સૂચના કરી. આ નાનકડા બનાવે કેટલાયે લોકોનું ધ્યાન ખેંચ્યું.

પ્રાર્થના પૂરી થઈ. તે બાદ, આવા પ્રસંગોએ ઘણીવાર બને છે તેમ, લોકોએ ગાંધીજીને કૉંગ્રેસકાર્ય સાથે સંબંધ રાખતા સર્વ જાતના વિષયોના સવાલો પૂછવાની ઇચ્છાથી શરૂઆત કરી. કોઈએ કાંતણ ઉપર પ્રશ્ન કર્યો. ઉત્તર આપતાં ગાંધીજીએ કેળવાયેલા ને ધનિક લોકોના કોઈ પણ જાતનો શારીરિક શ્રમ

નહિ લેવાના વલણ પ્રત્યે લંબાણથી વિવેચન કર્યું. ભોજન મેળવવા માટેનો પરિશ્રમ ઉઠાવ્યા વિના જ જે ભોજન કરે છે તેને ગીતાજીમાં ચોર કહ્યો છે, એ વાતનો પણ બાપુએ ઉલ્લેખ કર્યો. આ ઉપરાંત ઘણા યે પ્રશ્નો પુછાયા ને ઉત્તરો અપાયા.

ને ત્યારે અચંબો પમાડે એવી એક ઘટના બની. ટોળું વિખરાતું હતું ત્યારે કોઈકે નાનું ટેબલ ઊંધું વાળ્યું અને એના ઉપર રહેલી ચીનાઈ ફૂલદાનીના જમીન ઉપર ચૂરેચૂરા થઈ ગયા. કોઈ કુસ્તીબાજની ચાલાકીથી જમીનદાર કૂદ્યા ને નીચે પડેલા ભાંગેલા ટુકડાઓ વીણવાનું શરૂ કરી દીધું! એની પૂંઠે એના નોકરો હતા ને એમને બૂમ પાડવાનું શું એ ઓચિંતા જ ભૂલી ગયા? એમાંના બેએક નોકરો તો દોડી પણ આવ્યા...પણ ઘૂંટણીએ પડેલા એમના માલિકનું દશ્ય વ્યાકુળતાથી તેઓ જોઈ રહ્યા! પોતાના ગૌરવવંતા મહેમાનની નમ્ર ને મૂગી સૂચના યજમાને માન્ય કરી લીધી હતી! અગાસી છોડી ગયેલા ગાંધીજીએ તો આ અદ્દભુત ચમત્કાર જોયો નહિ. પરંતુ જાતે બત્તી બુઝાવી નાખવાનો એમણે બેસાડેલો દાખલો અને શારીરિક શ્રમની પ્રતિષ્ઠા ઉપર એમણે કહેલા થોડાક શબ્દોની સચોટ અસર થઈ હતી!

[ ૯ ]

ગાંધીજીના તામીલનાડના પ્રવાસોમાંના એક પ્રવાસની આ વાત છે. ગાંધીજીએ કહ્યું છે, કે પંજાબથી બીજે નંબરે વધારેમાં વધારે લોકો એમના પ્રત્યે તામીલનાડમાંથી આકર્ષાય છે. તામીલી પ્રજા એમને વાજબી રીતે પૂજે છે. વિરુદ્ધનગરમાં ટ્રેન દાખલ થતી હતી. દૂરદૂર મોટી માનવમેદનીથી ભરેલું સ્ટેશન બરાબર દેખાતું હતું. ત્રીજાવર્ગના ડબ્બામાં જરાક ઝોકું મારી લઈને ગાંધીજી ઊઠ્યા. જાહેર સભાઓથી ઘણીવાર ભરચક એવી મુસાફરીઓમાં દસથી પંદર મિનિટની નિદ્રા લઈ લેવાની અપ્રતિમ

કળા બાપુએ સાધ્ય કરી છે. બંને પગે એ કૂદ્યા ને પોતાની કેડની આસપાસનો નાનો ધોતિયાનો છેડો ઠીક કરવા લાગ્યા.

મંડળીના એક જણે બાપુની કેડ પરના છેડામાં ઠીકઠીક મોટું એવું એક કાણું જોયું ને ગાંધીજીને કહ્યું :

'આપણે લગભગ સ્ટેશન પર આવી પહોંચ્યા છીએ. બીજું કપડું પહેરવા માટે ભાગ્યે જ એકાદ મિનિટ જેટલો સમય છે.'

'બીજું શા માટે?' ગાંધીજીએ પ્રશ્ન કર્યો ને ઝડપથી તે સ્નાનગૃહમાં ગયા. બીજી જ પળે તો એ પાછા આવ્યા હતા. કેડ ઉપરના એ ધોતિયામાં હવે ક્યાંય કાણું નહોતું. ધોતિયાને એમણે બીજી બાજુથી પહેરી લીધું હતું. પોતાનાં ચશ્માં, ઘડિયાળ ને બીજી અંગભૂત ચીજો જેવી એમણે ઝડપથી એકઠી કરી લીધી કે ટ્રેન પ્લૅટફૉર્મ પર આવીને થંભી. ટ્રેનમાંથી ઊતરતી વખતે, મંડળીના જે ભાઈએ કહ્યું હતું તેમની તરફ હસતાહસતા બાપુ ફર્યા ને કહ્યું :

'એક વખત એવો યે હતો કે વિદ્યાર્થી તરીકે હું લંડનમાં હતો, ત્યારે મારા વાળ હોળવા માટે ખાસ્સી દસ મિનિટ હું લેતો. આજે તો મારો બધો ય શણગાર સજવા માટે ફક્ત અડધી જ મિનિટ મારે જોઈએ છે.' આમ બોલી એમણે બહાર પગ મૂક્યો ને સ્વાગત માટે પોતે તૈયાર થઈ રહ્યા!

આ જ પ્રવાસ દરમિયાન પૂરપાટ દોડતી મોટરમાં દસ ને પંદર મિનિટની ટૂંકી ઊંઘ ખેંચી કાઢવાની કળા એમણે સંપૂર્ણતયા પ્રાપ્ત કરી. મદ્રાસ ઑટોમોબાઈલ ફર્મે એમની સેવામાં 'માસ્તર બ્યુઈક' નામની મોટરગાડી આપી હતી. તેમાં એ મુસાફરી કરતા હતા. પાછળની બેઠકમાં નાની પથારી જેવી સગવડ હતી. આના પર ગૂંચળું વળીને એ ઊંઘી જતા. હરિજનમુક્તિના પ્રશ્ન પરત્વે દિવસમાં પાંચ કે છ જાહેર સભાઓમાં એ ભાષણો કરતા.

જ્યારે મોટર એકથી બીજા જાહેર સભાસ્થાને એમને લઈ જતી હોય, ત્યારે પ્રવાસની જવાબદારી જેને માથે હતી તે ડૉ. ટી. એસ. એસ. રાજન્‌ને બાપુ પૂછતા :

'ઠીક તો રાજન્‌, શો છે બીજો કાર્યક્રમ, દસ મિનિટની ઊંઘ કે પંદર મિનિટની?'

આંખમાં અનેરી ચમક સાથે કોક કોકવાર ડૉ. રાજન્‌ જવાબમાં કહેતા :

'નહિ, નહિ બાપુ, હવે પછીનો બીજો કાર્યક્રમ તો ઘણા લાંબા ગાળાનો છે–સાચેસાચ ખાસ્સી મઝાની ૩૦ મિનિટની ઊંઘ!'

'વાહ, શા મોટા વૈભવની વાત!' બાપુ આ પ્રમાણે બોલે ને બીજી જ ક્ષણે તો પોતે ઘસઘસાટ ઊંઘતા હોય, ત્યારે એંજિનના સ્થાયી અવાજ સાથે બ્યુઈક ગાડી માઈલ પર માઈલ કાપતી હોય. થંભવાને બીજે સ્થળે મોટર જેવી ઊભી રહે કે તે જ મિનિટે ગાંધીજી કેવી રીતે જાગી જતા હશે એ તો એક અદ્‌ભુત આશ્ચર્ય હતું. તાજગી સાથે એ ઊઠતા ને સભા મળવાના બીજા સ્થળ ઉપરના મંચ પર સીધા જ એ પહોંચી જતા. દંતકથા તો કહે છે, કે ઘોડેસવારી કરતાંકરતાં પણ નેપોલિયન ઊંઘી શકતો. ભારતના અહિંસક યુદ્ધના નેપોલિયન તો દોડતી મોટરમાં ઊંઘી લેતા, એટલું જ નહિ પણ બે જબરદસ્ત જાહેર સભાઓ વચ્ચેના બરાબર નિયત સમયમાં પણ એ ઊંઘ પૂરી કરી શકતા. અને આ માટે જોજો ભૂલ ન કરશો, પ્રખ્યાત થઈ ગયેલી આ ટૂંકી નિદ્રાઓ વખતે આંખો મીંચી પોતાના શરીરને બાપુ માત્ર આરામ જ આપતા નહોતા; પરંતુ પેલી કહેતી પ્રમાણે–જાણે લાકડાનો કટકો ન પડ્યો હોય એ રીતે ઘસઘસાટ ઊંઘી જતા!

પોતાની આસપાસનાં સ્ત્રીપુરુષો સાથેના રોજિંદા વ્યવહારમાં ગાંધીજી વ્યવહારુપણાની ભારે ઊંડી સમજનાં દર્શન કરાવે છે.

સામાન્ય રીતે તેઓ લાંબીલાંબી દષ્ટિવાળા વિચારો ઘડતા નથી. સિદ્ધાંતો સિવાય, એમના વિચારો બનાવો અને પરિસ્થિતિના પ્રત્યાઘાતરૂપે જ આપોઆપ ઘડાતા જાય છે; અને પોતાના સિદ્ધાંતોની બાબતમાં પણ રોજિંદા અનુભવના કસોટી-પથ્થર ઉપર સતત એનો ક્યાસ એ કાઢતા જ હોય છે. અનુભવની કસોટીનો સિદ્ધાંત એરણ પર ઊભો રહી શકે એમ ન હોય, તો સિદ્ધાંત ઉપર એ ફરીથી વિચારણા ચલાવે છે; અને બુદ્ધિથી વિચાર કરતાં લાગે તો તરત જ પોતાનું મંતવ્ય એ બદલે છે. એમને મન તો વ્યવહાર અને સિદ્ધાંત હાથમાં હાથ મિલાવી ચાલવા જોઈએ. એક જ સિક્કાની એ બંને બાજુઓ છે.

સામાન્ય રીતે આપઘાત કરવો એ ભયંકર પાપ તરીકે માનવામાં આવ્યું છે. તદ્દન સાચી વાત. માનવજીવન એ તો એક અમૂલ્ય ભેટ છે અને જિંદગી પોતાની ભલે હોય તોપણ એને ફેંકી દેવાનો કોઈ માનવીને અધિકાર નથી. પરંતુ ગાંધીજીએ કહ્યું છે કે કેટલીક વખત એવા યે પ્રસંગો આવે છે, જ્યારે આપઘાત કરવો એ ટાળી ન શકાય એવી નૈતિક ફરજ બની રહે છે. ગાંધીજીના આશ્રમમાં એક વખત કરુણાની સાથોસાથ હાસ્ય ઉત્પન્ન કરે એવો એક બનાવ બન્યો.

આશ્રમના કોઈ એક સભ્યે ઓચિંતી જ શોધ કરી, કે પોતે જાતે એક ઘોર પાતકી છે. એક વખત આ સંશોધન એણે કર્યું કે પછી જાત ધિક્કારવાની એની વૃત્તિ ધીમેધીમે એટલી બધી વધી ગઈ કે એને તાવની ગરમી રહેવા લાગી. સામાન્ય

રીતે તો એ શાંત ને બીકણ સ્વભાવનો હતો; છતાં આ વાત પછી એને ચિત્તભ્રમ થયો. બાપુના આશ્રમનો અંતેવાસી ને તે આવો પાપી! આ વિચારના ભારથી એ એટલો બધો કચડાઈ ગયો કે એણે તો માન્યું–આશ્રમમાં રહેવા માટે હવે પોતે બિલકુલ લાયક રહ્યો નથી. આ ભ્રમમાં રહેવાને તો શું, પૃથ્વી પર જીવવા માટે પણ લાયક નથી રહ્યો એમ એને લાગ્યું. છેવટે પોતાની જાતને અંતિમ શિક્ષા કરવાનું–આપઘાત કરવાનું એણે નક્કી કર્યું.

પત્ની સાથે એ સતત ઝઘડ્યા કરતો હતો. એના પર એણે વિદાયપત્ર લખ્યો ને પત્ર એવી જગ્યાએ મૂક્યો, કે પત્નીનું અવશ્ય ધ્યાન પડે ને પછી નિરાંતે સૂઈ ગયો. નસીબનું કરવું તે પેલી કમનસીબ બાઈએ તે જ રાત્રે તે પત્ર જોયો. ઘણા વખતથી એણે જાણ્યું તો હતું કે પોતાનો 'ધણી અને માલિક' થોડોક મૂર્ખા જેવો છે, પણ આ 'બેવફાઈ' ભર્યો વિચાર પોતાની અંદર જ એણે સમાવી દીધો હતો; પણ હવે તે ગભરાઈ ઊઠી. બાપુ પાસે તે દોડી ગઈ. તુરત જ ગાંધીજીએ બાઈના પતિને તેડવા માણસ મોકલ્યો. પેલો આશ્રમવાસી હુકમને તાબે થયો ને ગાંધીજી સમક્ષ હાજર થયો. ચિત્તભ્રમિત દશામાં પશ્ચાત્તાપથી એ સળગતો હતો. પોતાના પાપની હૃદયદ્રાવક વાત બાપુ સમક્ષ એણે કરી. જીવવા માટે લાયકાત રહી નહોતી એ માન્યતા પણ રજૂ કરી. ગાંધીજી એને બરાબર ઓળખતા હતા. એની મૂળભૂત નિર્બળતા ને બીકણવૃત્તિને એ બરાબર પિછાનતા હતા. અસીમ શાંતિથી એમણે એને સાંભળ્યો ને પેલાએ પાપ કર્યું હતું એ વાત સાથે તેઓ કબૂલ પણ થયા.

'પણ તેથી મરવું શા માટે?' એમણે પ્રશ્ન કર્યો. 'જીવતો રહે, પ્રાયશ્ચિત્ત કર, આત્મશુદ્ધિ કર અને છે એના કરતાં વધુ સારો માણસ બનને?' 'નહિ, નહિ,' દુખિયારો બિચારો પોકારી

ઊઠ્યો: 'મારી જાતને હું શિક્ષા કરીશ. મેં આપનો ને બીજા ઘણાનો વિશ્વાસઘાત કર્યો છે. મારે માટે કોઈ આશા નથી, મારે મરવું જોઈએ.'

એક કે બે મિત્રો સામેલ થયા. એકે કહ્યું કે 'ગાંધીજીએ આવી મૂર્ખામીનો અંત લાવવો જોઈએ, અને આપઘાત ઉપર પ્રતિબંધ મૂકવો જોઈએ.' આ સાંભળીને 'પાપી' તો આશ્વાસન આપવા સમો પણ ન રહ્યો! બાપુ ક્ષણવાર વિચાર કરતા હોય તેમ જણાયા ને પછી કહ્યું:

'વારુ, હમણાં તો ઘેર જા. આના ઉપર ફરીથી વિચાર કરજે. ચોક્કસ રીતે હું માનું છું કે જીવનનો તારે અંત ન લાવવો જોઈએ. એના બદલામાં જાગૃતિપ્રેરક પ્રાયશ્ચિત્તનો ને સુધારણાનો કાર્યક્રમ હું તને આપી શકું. તેમ છતાંયે ઘણી જ ગંભીર વિચારણાને અંતે આવતી કાલે તું મારી પાસે આવે ને અત્યારની તારી મુરાદને જ ચુસ્તપણે વળગી રહે, તો વાત હું ફરીથી વિચારી જોઈશ.'

'રે, રે મને મરવા દો, મરવા દો મને.' પશ્ચાત્તાપ કરનાર વિલાપ કરી રહ્યો. ગાંધીજીએ ટૂંકમાં જ પતાવ્યું: 'ઠીક, હમણાં તો જા જ. મેં શું કહ્યું તે તને ખબર છે. પસંદગી કરવા માટે તું તદ્દન છૂટો છે.'

મંડળી વીખરાઈ. અત્યંત સંક્ષુબ્ધ અવસ્થામાં તે ચાલ્યો ગયો.

બીકથી ધ્રૂજતી પેલાની પત્ની તરફ બાપુ ફર્યા ને એના ભયને સાંત્વન આપ્યું:

'તારે ચિંતા કરવાનું કોઈ જ કારણ નથી. પોતાની જાતે એ નહિ મરી જાય. આજ રાતે અહીંઆં ગમે ત્યાં તું સૂઈ રહે, જેથી કરીને ઘર આગળ એના ધાંધલને કારણ આપનારું પાસે કોઈ હોઈ શકે નહિ.'

રાત પસાર થઈ. બીજી સવારે મોડા, પેલા કમનસીબ

ભાઈને ગાંધીજીની હાજરીમાં ખડા કરવામાં આવ્યા.

નમ્રતાથી હસતાં બાપુ બોલ્યા:

'હજી યે તું અમારી સાથે જ છે ત્યારે એમ ને? બહુ જ સરસ! અંદર આવીને બેસ નીચે.'

પાછળથી પોતાનાં પાપ ધોવા માટે મુશ્કેલ કાર્ય ને શિસ્તનો જે માર્ગ ગાંધીજીએ નક્કી કર્યો તેને આ ભાઈ તાબે થયા. અત્યારે તો એ આબાદીને પંથે છે ને ઉત્તમ કાર્ય બજાવી રહ્યા છે.

ગાંધીજીને ખાતરી જ હતી કે ભાઈ એટલા બધા બીકણ છે, કે કદી યે પોતાની જાતે મરી નહિ જાય; અને એ પણ ખાતરી હતી કે પેલો એટલો બધો ઉશ્કેરાયેલો હતો કે આપઘાત ન કરવા માટે એને સમજાવી શકાય તેમ નહોતું. તેમ કરવાનો એને સીધેસીધો પ્રતિબંધ કર્યો હોત, તો જાતે મરી જવાનો ચિત્તભ્રમિત દશાનો એનો મક્કમ નિર્ધાર વધુ મક્કમ બન્યો હોત. હા, ગાંધીજીએ જોખમ ખેડ્યું'તું ખરું, પણ પોતાના માણસને એ બરાબર પિછાનતા હતા!

[ ૧૧ ]

ગાંધીજી એક સારા શાળાશિક્ષક છે, જો કે એ પ્રકારના ધંધા માટે એમને પોતાને બહુ જ ઓછો સમય મળ્યો છે.

સાબરમતી આશ્રમ સાથે જોડાયલી એક શાળા હતી. આશ્રમપ્રણાલિકાની મર્યાદા અનુસાર સોટીનો ઉપયોગ કરવાની ત્યાં સદંતર બંધી હતી. પોતાના વર્ગમાં સોટી સાથે રમત ખેલવાની પણ શિક્ષકોને પરવાનગી નહોતી. અહિંસાના સિદ્ધાંત પર શાળા ચાલતી હતી. આ તો મોટો ગૌરવનો વિષય હતો; પરંતુ સપાટી ઉપરની આ શાંતિ ને આત્મસંતોષના ભીતરમાં કેટલીકવાર ખોટી વાતો બનતી. ઘણીઘણી વખત, સુધરતાં ન

હોય એવા કોક છોકરાને કે છોકરીને ઠીકઠીક ઝૂડવાનો અદમ્ય લોભ શિક્ષકોમાં જાગી ઊઠતો.

પણ આખરે તો છોકરાં તે છોકરાં જ! સહશિક્ષણના વર્ગમાં સ્વાભાવિક રીતે જ રમૂજ, ઠઠ્ઠામશ્કરી ને બાળકસહજ ઉદ્ધતાઈના બનાવો બનતા. ઉદ્ધત વિદ્યાર્થીનો હડહડતો અવિનય ગળી જઈ શકે એવા શિક્ષકની હજી તો શોધ થવી બાકી છે.

આ બધું બંધ કરવા માટે માલૂમ હતા તે બધા ય શિરસ્તા મુજબના અહિંસક દાવપેચો બાપડા શિક્ષકોએ અજમાવી જોયા. પરંતુ એ તોફાન એ રીતે શાંત પડી જ ન શક્યું; અને છતાં અહિંસાનો પરાભવ થયો છે એવો એકરાર કરવાની શિક્ષકોની ઇચ્છા નહોતી! કેટલાક બાળકોને આ રમૂજની ગંધ આવી ગઈ અને એ વાતની પુષ્કળ ઠેકડી તેઓ ઉડાવતા. અંતે કંટાળીને એક કે બે શિક્ષકોએ બધી યે હકીકત ગાંધીજી સમક્ષ રજૂ કરવાનો મક્કમ નિર્ધાર કર્યો; કારણ કે અંતે ગાંધીજી સમક્ષ સર્વ મુશ્કેલીઓ રજૂ થતી—અરે, સામાન્ય જ્ઞાન વાપરવાથી જે સામાન્ય વાતનો તોડ આવી શકે એમ હોય તેવી સાદી વાતો પણ! પણ આ તો ખરેખર અસામાન્ય કોયડો હતો. એટલે ગાંધીજીના ખંડમાં શિક્ષકોની એક સભા યોજાઈ. આખી યે વાત બહાર નીકળી પડી. પરંતુ મસલતોનું પરિણામ સૌ કોઈને આશ્ચર્ય ઉપજાવે એવું આવ્યું. ગાંધીજીએ શિક્ષકોને સલાહ આપી, કે તેમને માટે માત્ર બે જ માર્ગ ખુલ્લા હતા. કોઈ એક ખાસ કિસ્સામાં બધી યે અહિંસક પદ્ધતિઓ દ્વારા છોકરાંને સુધારવા માટે શિક્ષક પોતાનાથી બનતું બધું યે કરી ચૂક્યો હોય પણ જો કશું ય પરિણામ ન આવ્યું હોય તો સાચા દિલથી તે શિક્ષક માનતો હોય, કે આ પ્રસંગમાં હિંસક ઉપાયો સફળ થશે, તો કોઈ પણ જાતના લાગણીવેડા વિના શિક્ષકે સોટીનો છૂટથી ઉપયોગ કરવો. એથી ઊલટું, શિક્ષકો જો એકમત થાય

કે તે સોટીના ઉપયોગથી તો માત્ર તાત્કાલિક જ સુધારો લાવી શકશે ને અંતે એ ઉપાય લાભ કરતાં હાનિ વિશેષ કરશે, તો શિક્ષકની એ ફરજ છે કે અહિંસક પદ્ધતિ દ્વારા પોતે કરી શકે તે બધુંય કરી છૂટવું. પણ આમ કરતાં જો એ નિષ્ફળ જાય તો પછી પોતાના હોદ્દા પરથી એણે રાજીનામું આપવું. એક શિક્ષકે પોતાનો મુદ્દો પકડી રાખ્યો. એણે કહ્યું કે પોતે અખૂટ ધીરજ રાખી ચૂક્યો છે ને અમુક એક ખાસ વિદ્યાર્થીના સંબંધમાં શક્ય તે સર્વ અહિંસક ઉપાયો યોજ્યા છે; પરંતુ એની કશી યે અસર થઈ નથી. એનું માનવું હતું કે સખત મારપીટને અંતે છોકરો સુધરે ખરો. એ શિક્ષકને બાપુ બરાબર ઓળખતા હતા. તુરતાતુરત જ એમણે જવાબ વાળ્યો, કે શિક્ષકને પોતાના પ્રયોગમાં આગળ વધવાની પોતે રજા આપે છે. કેટલાક આદર્શવાદીઓ તો ડઘાઈ જ ગયા! અહિંસાને ભોગે ગાંધીજીએ સમાધાન કર્યું! ન માની શકાય એવી વાત હતી; પણ શિક્ષક તો આગળ વધ્યો જ. સારો એવો સોટીનો ચમચમાટ એણે વિદ્યાર્થીને ચખાડ્યો. સત્યાગ્રહ આશ્રમમાં આ તો એક જબરદસ્ત ક્રાંતિકારી પગલું હતું! પરંતુ શિક્ષકના મત પ્રમાણે તો તે પેલો વિદ્યાર્થી સુધર્યો હતો. ગાંધીજી કંઈ જ ન બોલ્યા. પોતાના વિચાર એમણે પોતાની પાસે જ રાખ્યા.

કેટલાંક અઠવાડિયાં બાદ પેલા શિક્ષકે કબૂલ કર્યું, કે પોતે એક કરતાં વધારે વાર સોટીનો ઉપયોગ કર્યો હતો; પરંતુ તાત્કાલિક લાગતી વિદ્યાર્થીની સુધારણા ભ્રામક નીવડી હતી; અને હવે તો વધુ જડ વિદ્યાર્થી સાથે કામ લેવાનું આવી પડ્યું હતું. પણ પ્રયોગ હજી પૂરો થયો નહોતો. વધુ દૃઢ માન્યતા સાથે શિક્ષકે અહિંસક પદ્ધતિને પાછી અપનાવી. પહેલા કરતાં એને સુધારવામાં એણે વધુ દિલ રેડીને કામ કર્યું. એકે વખત સોટી અજમાવ્યા વિના પેલા વિદ્યાર્થી ઉપર એણે ખાસ

ધ્યાન આપવા માંડ્યું. પુનર્જન્મેલી આ મમતાનો વિદ્યાર્થીએ ઉમદા પડઘો પાડ્યો અને ઝડપી સુધારો બતાવ્યો. જો કે તેમ છતાં યે એવા યે થોડા શંકાશીલ વિરોધીઓ હતા, જેમણે ટીકા કરી કે પાછળથી બતાવવામાં આવેલી બધી દયા કરતાં વિદ્યાર્થીને સુધારવામાં સાચેસાચ તો સોટીના મારે જ વધુ અગત્યનો ભાગ ભજવ્યો હતો ! પણ જેના કરતાં અહિંસકનો વધુ મહાન કોઈ ધર્મદૂત નથી એવા ગાંધીજી બધી યે વાત વધુ સારીરીતે જાણતા હતા !

[ ૧૨ ]

પ્રત્યેક શાંતિનિકેતનવાસીની ઉત્કંઠાનો આજે પાર નથી. શિક્ષકો ને વિદ્યાર્થીઓ, નર ને નારી, ખુદ ગુરુદેવ રવીંદ્રનાથ ટાગોર સુદ્ધાં યે અત્યંત ઉત્સુક જણાતા હતા. પંડિત જવાહરલાલ નહેરુ સાથે ગાંધીજી શાંતિનિકેતનની ત્રણ દિવસની મુલાકાતે આવતા હતા.

અતિથિગૃહ તુરતનું જ તૈયાર થયું હતું. ગાંધીજીનાં દર્શન કાજે આસપાસનાં ગામોમાંથી લોકોનાં ટોળેટોળાં ચોક્કસ ઉભરાવાનાં ને શાંતિનું નિવાસસ્થાન-શાંતિનિકેતનની શાંતિ ને સ્થૈર્યનો ભંગ થવાનો; એટલે બંદોબસ્ત ને વ્યવસ્થા કાજે એક સ્વયંસેવકદળ પણ ઊભું કરવામાં આવ્યું હતું. ગુરુદેવની સુંદર નાની કુટીર આગળ મહાત્માજી તથા પંડિતજીનું સ્વાગત થવાનું હતું. સ્વાગત બાદ, હૈયાના તાર રણઝણાવી મૂકે એવાં શાંતિનિકેતનનાં કર્ણમધુર ગીતો ગાતાં વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓ સાથે ગાંધીજીને સરઘસ આકારે અતિથિગૃહ સુધી લઈ જવાના હતા.

અતિથિગૃહમાં એક ખંડ ગાંધીજી માટે ખાસ અલાયદો રાખવામાં આવ્યો હતો. નંદલાલ બોઝના હાથ નીચે તાલીમ

પામેલા તથા શાંતિનિકેતનના સુપ્રસિદ્ધ ‘કલાભવન’ના સર્વ કુશળ કળાકારોએ એ ખંડને સંસ્કાર્યો–સજાવ્યો હતો. અને શી મોહક સુંદરતા એમણે ઊભી કરી હતી! ઉપયોગમાં લીધેલી વસ્તુઓ તો સાવ સાદી હતી. તરુપલ્લવ, ફૂલ, ચીતરેલી કાદવની ફૂલદાની ને હાથે છાપેલી ખાદી; પણ એટલાથી યે આ ખંડની સુંદરતાનું પાન કરનાર પ્રેક્ષક ‘વાહ!’ પુકારી ઊઠે.

વહેલા પ્રભાતે ગાંધીજી આવ્યા. જવાહરલાલ, મહાદેવ દેસાઈ તથા ખાદીપ્રતિષ્ઠાનના* સતીશબાબુ પણ એમની સાથે હતા.

ગુરુદેવની કુટીર આગળનો સ્વાગત–સમારંભ ભવ્ય હતો. શાંતિનિકેતનના શિરસ્તા પ્રમાણે વૈદિક ઠાઠમાઠથી એ કરવામાં આવ્યો હતો. ખુદ ગુરુદેવે જાતે ગાંધીજીના કપાળ ઉપર ચંદન ને કુમકુમનાં અર્ચન કર્યાં અને અતિથિને ભેટ્યા. સ્ત્રીઓએ ‘લુ લુ લુ લુ’નો જયઘોષ કર્યો. આ પ્રસંગની સમાપ્તિ બાદ ખુદ ગુરુદેવ મંડળીને અતિથિગૃહે દોરી ગયા. પ્રત્યેકને પોતપોતાનો અલાયદો નિવાસખંડ બતાવી દેવામાં આવ્યો.

બાપુ માટે જ અલગ તૈયાર કરેલ ખંડમાં ગુરુદેવ એમને લઈ ગયા. ઊંમરામાં અંદર દાખલ થતાં જ આ અદ્ભુત સજાવટ પ્રતિ ગાંધીજીએ દૃષ્ટિ કરી ને તુરત તેઓ ખિલખિલાટ હસી પડ્યા.

‘અરે, આ બધું શું?’ એમણે કહ્યું: ‘આ રંગમહેલમાં હું ક્યાંથી?’ ગુરુદેવ પણ વિનોદમાં સામેલ થયા બોલ્યા:

‘બાપુ, આપ એક કવિના નિવાસ–સ્થાનમાં છો એ વીસરશો નહિ.’ પણ એમ કંઈ ગાંધીજી ઓછા જ મચક આપે? ‘પણ આ રંગમહેલમાંની ‘કન્યા’ ક્યાં છે?’ અદમ્ય આનંદ સાથે એમણે પ્રશ્ન કર્યો.

---

* મુખ્યત્વે ખાદી તૈયાર કરનારી તથા એકંદરે ગ્રામસેવા કાજેની કલકત્તાની એક મોટી સંસ્થા.

નારીસમાજ ત્યાં હાજર હતો. એમના મુખ પર લજ્જા ફરી વળી. પરંતુ ગુરુદેવનો ઉત્તર પણ તૈયાર જ હતો.

'સદાયની નવયૌવના–અમારા હૈયાની મહારાણી આ 'શાંતિનિકેતન' આપનું સ્વાગત કરે છે.'

'પણ ખરેખર દાંતવિહોણા આ અકિંચન સામે બીજીવાર જોવાની એ યૌવના દરકાર સરખી યે લેશે ખરી કે?'

'કેમ નહિ જુએ?' ગુરુદેવે પ્રત્યુત્તર વાળ્યો: 'આજે કેટલાં યે વર્ષોથી અમારી રાણીને સત્ય પર અપાર સ્નેહ છે–લાંબાંલાંબાં આ વર્ષો દરમિયાન મુક્તમને એણે સત્યની પૂજા કરી છે.'

'બરાબર,' બાપુ બોલ્યા: 'ત્યારે તો પડેલા દાંતવાળા આ બુઢ્ઢા માટે યે થોડી આશા જેવું ખરું, નહિ?'

અને આવા જ સામસામા વિનોદ બાદ ગુરુદેવે માનવંતા મહેમાનોની વિદાય લીધી. અતિથિઓએ પોતપોતાના સરસામાનની વ્યવસ્થા કરવા માંડી.

બીજે દિવસે વહેલે પરોઢિયે અતિથિઓનાં સુખ–સવલત સચવાયાં છે કે નહિ તે જોવા માટે યજમાનસહજ કાળજી લઈ, ગુરુદેવ અતિથિગૃહ તરફ ગયા. એમના મહેમાનો તો ક્યારના યે જાગી ગયા હતા. સવારના સાડાચારે ગાંધીજી અને એમની મંડળીએ શિરસ્તા પ્રમાણેની પ્રાર્થના પૂરી કરી હતી. એટલે ગુરુદેવ ત્યાં પહોંચ્યા ત્યારે દરેક નિજનિજના કાર્યમાં તલ્લીન બની ગયું હતું. હાથપીંજણથી રૂ પીંજવાની કળા સતીશબાબુ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને પ્રત્યક્ષ કરી બતાવતા હતા. હાથપીંજણનો અવાજ ગુરુદેવને સુમધુર વાદ્ય સમો કર્ણપ્રિય લાગ્યો.

એટલે જ સતીશબાબુને એમણે પ્રશ્ન કર્યો: 'આશ્રમબાળાને ને સિતારને શરમાવવાનો બેત રચ્યો છે કે શું?'

બીજું એક ટોળું મહાદેવ દેસાઈને વીંટળાઈ વળ્યું હતું. આ યુવાનોને મહાદેવભાઈ સૂતર કાંતવાનું શીખવતા હતા.

નિરીક્ષણ કરતાકરતા ગુરુદેવ મહાત્માજીના ખંડ આગળ આવી પહોંચ્યા. રે, રે, પણ એમણે શું જોયું ? સજાવટનો સઘળો શણગાર અસ્તવ્યસ્ત વેરાયેલો પડ્યો હતો. ગાંધીજી હમેશ ખુલ્લામાં જ સૂતા હોવાથી બહાર અગાશીમાં ખુલ્લા આકાશતળે એમના પલંગને લઈ જવામાં આવ્યો હતો. માટીની ફૂલદાની ને પલ્લવો સર્વ કંઈ ખૂણામાં ધકેલી દેવામાં આવ્યું હતું. એને બદલે તે સ્થાને ચરખા ને ફાઈલોનો ઢગલો પડ્યો હતો.

હવે મશ્કરી કરવાની તક ગુરુદેવને મળી.

ઢોંગ કરતા ગભરાયેલા સ્વરે એ બોલ્યા :

'હરે રામ ! હરે રામ ! અહીંનો રંગમહેલ તે ગયો ક્યાં ? વરરાજા તો જાણે અહીં દેખાય છે-પણ વહુરાણી બિચારાં કંઈ ભાગી ગયાં કે શું ?'

ગુરુદેવના સત્કાર કાજે ઊભા થતા ગાંધીજીએ ખડખડાટ હસતાં મજાકનો ઉત્તર વાળ્યો :

'મેં પહેલાં જ તમને ચેતવણી નહોતી આપી, કે આ કન્યા મારા જેવા દાંતવિહોણા બુઢ્ઢા સામે જોવાની દરકારેય નહિ કરે ?'

આવા જ સ્તુત્ય વિનોદના સામસામા ઉત્તર ને પ્રત્યુત્તર થતા રહ્યા. આપણને એમ લાગે જાણે દેવો જાતે જ સંતાઈને સાંભળતા નહીં હોય !

[ ૧૩ ]

ગાંધીજી વિરુદ્ધનગરથી આવતા હતા. તે સાંજે નમતે પહોરે મદુરા શહેરમાં તેઓ સુબ્બરાયનને ઘેર ઊતરનાર હતા. યજમાનના ઘર આગળના માર્ગમાં જનતાની ભીડ જામી હતી. મહાત્માજીના તામીલનાડના હરિજનપ્રવાસનો એ પ્રસંગ હતો. મદુરામાં એક દિવસ રોકાયા બાદ દેવકોટા જવાનો એમનો કાર્યક્રમ હતો. નિયત સમય કરતાં પોતાની મંડળી સાથે ગાંધીજી ઘણા જ મોડા આવ્યા. રસ્તામાં મોટર બગડી હતી એટલે આમ થયું હતું; અને અંતે જ્યારે એ પધાર્યા ત્યારે ઘેલી બનેલી જનતાએ હર્ષનાદથી એમને વધાવી લીધા. પણ ગાંધીજી અત્યંત થાકી ગયા હતા. તુરત જ વિશ્રામ લેવાની એમને ઇચ્છા થઈ આવી; છતાં રિવાજ મુજબ વળતા દિવસનો કાર્યક્રમ એમણે જોવા માગ્યો. કાર્યક્રમ ઉપર એ નજર નાખતા હતા ને દેવકોટાના શ્રી. રંગસ્વામી આયંગરના આગમનના સમાચાર આવ્યા. દેવકોટાના હરિજનસેવક સંઘના એ પ્રમુખ હતા. મદુરાના એક દિવસના રોકાણ પછી ગાંધીજી દેવકોટા તો જનાર જ હતા; પરંતુ દેવકોટાના કાર્યક્રમની વિગતોથી મહાત્માજીને વાકેફ કરી તુરત એ પાછા ફરનાર હતા. શ્રી. આયંગરને એકદમ ગાંધીજી સમક્ષ લઈ જવામાં આવ્યા. હરિજનોદ્ધાર ફંડમાં ખુદ આયંગરે જ રૂ. ૧૦૦૦નું દાન કર્યું હતું.

આ વાતથી ગાંધીજી ખૂબખૂબ રાજી થયા ને હસતાંહસતાં ટકોર કરી: 'ત્યારે તો તમારા પોતાના દાનને યોગ્ય જ દેવકોટાની તમારી થેલી ભરચક હશે!' ને પછી આરામ કરવા જતાંજતાં જ કહ્યું:

'મદુરામાં બીજા એક વધુ દિવસની વિશ્રાંતિ મળે એવી મારી ઇચ્છા છે. આ પ્રવાસે તો મને ગજબનો થકવી નાખ્યો!'

આ સાંભળીને શ્રી. આયંગરમાં ઉદારવૃત્તિ જન્મી. ક્ષતિ પ્રતિ મોટું દિલ રાખવાની એમની રીતિથી એ ઘણા જ જાણીતા હતા; અને થાકેલા ગાંધીજીને જોતાં જ એમને ઘણો સંતાપ થયો. કહ્યું:

'બાપુજી, મદુરાનો કાર્યક્રમ પતાવી મહેરબાની કરી વધુ એક દિવસની વિશ્રાંતિ આપ લો જ. આપણે એક દિવસ કાર્યક્રમ મોકૂફ રાખીશું.'

આશ્ચર્યચકિત થતા ગાંધીજી બોલ્યા: 'શું સાચે જ તમે એ કરી શકશો? સારા યે દિવસની તમારી યોજના એથી ભાંગી તો નહિ પડે ને? મારી તકલીફનો તમે ખ્યાલ ન કરશો. સાચી વાત છે, હું થાકયો છું પણ તેમ છતાં યે મદુરા પતાવી તમારે કામે તુરત જ હું હાજર થઈશ.' ને પછી ખંધું હસતાંહસતાં ઉમેર્યું: 'અને જુઓ, મારા જેવાને કામવગરનો બેસાડી રાખવો ઠીક નહિ હં!'

પરંતુ શ્રી. આયંગરે બાપુને ખાતરી આપી, કે એક દિવસ મોડું થવાથી કંઈ ઝાઝી ઊથલપાથલ થઈ જવાની નથી; અને અત્યંત જરૂરી એવી વિશ્રાંતિ લેવા માટે એમણે ગાંધીજીને દબાણ કર્યું.

આભાર સહિત એમની માગણી ગાંધીજીએ વધાવી લીધી ને પોતે વિશ્રાંતિ માટે ગયા. શ્રી. રંગસ્વામી જલદીથી દેવકોટા પાછા ફર્યા.

બીજે દિવસે સવારે ગાંધીજી નાસ્તાને ન્યાય આપતા હતા, ત્યારે રોષે ભરાયેલા લોકોનું એક નાનું સરખું પ્રતિનિધિ-મંડળ એમની સમક્ષ હાજર થયું. તળ દેવકોટાના એ સર્વે નાગરિકો હતા. એ સૌ ગાંધીજીને ભારપૂર્વક જણાવવા માગતા હતા, કે 'દેવકોટા માટેનો નક્કી કરેલો કાર્યક્રમ આમ પાછો ઠેલી શકાય નહિ. એમ થશે તો ગામસમસ્તના નગરજનોને ઘણી જ અગવડ વેઠવી પડશે.'

ગાંધીજીના મુખ પર રમૂજની રેખા ચમકી રહી. એમણે કહ્યું: 'પણ ક્યાં છે તમારા ભલા પ્રમુખસાહેબ? એમણે જ તો મને એક દિવસની છૂટી આપી છે!' ને પછી ઉમેર્યું: 'પણ આ માટે તમે એમને ફાંસીએ ચઢાવ્યા કે નહિ?'

આ નર્મથી મોટેથી હસાહસ થઈ રહી.

'એક દિવસની છૂટી માટે મેં માગણી કરી નહોતી.' ગાંધીજી બોલ્યા: 'પણ તમારા પ્રમુખસાહેબે જોયું, કે હું ઘણો જ થાકેલો લાગતો હતો; એટલે એક દિવસની એમણે મને વિશ્રાંતિ આપી! એમની આ ઉદારતાનો લાભ ઉઠાવવો યોગ્ય નહોતો એ હું જાણતો હતો. તમે લોકોએ જરા ઓછા ઉદાર ને વધુ મક્કમ પ્રમુખને મોકલ્યા હોત, તો આ ભૂલ બનવા પામત નહિ.'

ચારે બાજુ વધુ હસાહસ થઈ રહી.

દેવકોટાના મૂળ કાર્યક્રમને જ ગાંધીજી વળગી રહ્યા. બિલકુલ સમયસર ગાંધીજી જાહેર પ્રવચન કાજે હાજર રહ્યા. હરિજન ફંડ માટે એક બહુ મોટી થેલી એમને અર્પણ કરવામાં આવી.

લોકોનો વળતો આભાર માનતી વખતે એમણે મદુરાના પ્રસંગનો ઇશારો કર્યો: 'આપની આ ઉદાર રકમની તુલના એકમાત્ર તમારા પ્રમુખની ઉદારતા સાથે જ સરખાવી શકાય. આપને યાદ હશે કે એમણે જ મને એક દિવસની છૂટી આપી હતી. પ્રતિનિધિમંડળે આવીને મારી આ રજા ભંગાવી નાખી, એનો બદલો તો આ થેલીમાં ભારોભાર ભર્યો છે ને?'

નર્મયુક્ત આ વિનોદના જવાબરૂપે માનવમેદિનીએ ખડખડાટ હાસ્યના પડઘા પાડ્યા. અને દરેકના આનંદમાં ગાંધીજી પણ ભળી ગયા હતા!

ઈ. સ. ૧૯૨૫ના ગાળામાં એક ચીની વિદ્યાર્થી હિંદમાં આવ્યો. ટાગોર તથા ગાંધીજી વિષે એણે સાંભળ્યું હતું. જાતે એ કવિ હતો ને વળી પ્રતિભાશાળી લેખક પણ હતો. ટાગોરના શાંતિનિકેતનના વિશ્વભારતીમાં દાખલ થયા પછી થોડા જ સમયમાં એ સૌને પ્રિય થઈ પડ્યો. વાતાવરણ આમ પ્રોત્સાહ-જનક હતું, ત્યાં એને માટે એક મોટી વિપત્તિ આવી પડી. આ વિદ્યાર્થી જાસૂસ છે, એમ ત્યાંના લોકોને સંશય પડ્યો. એના પર ચાંપતી દેખરેખ રખાઈ, પણ એથી તો એ એટલો બધો અસ્વસ્થ થઈ ગયો, કે શાંતિનિકેતન છોડી જવાનો એણે નિર્ધાર કર્યો. પણ આવી અણજાણ ભોંમમાં એ જાય પણ ક્યાં? ગાંધીજીને એક સવિસ્તર પત્ર લખી મોકલી પોતાની સઘળી વ્યથા અને દુઃખ એણે ઠાલવ્યાં.

દેશબંધુ ચિત્તરંજન દાસના સ્મારક ફંડના ફાળા માટે ગાંધીજી તે દિવસોમાં કલકત્તા આવ્યા હતા. દસ લાખ રૂપિયા ભેગા કરવાનો બોલ એમણે દેશ સમક્ષ નાખ્યો હતો; અને એ માંગ પૂરી પણ થતી હતી. જવાબમાં ગાંધીજીના મંત્રી સ્વ. મહાદેવ દેસાઈએ આ યુવાન ચીનવાસીને કલકત્તા આવી, ગાંધીજીને મળી જવા જણાવ્યું. લગીરે સમય ગુમાવ્યા વિના ગાંધીજી સમક્ષ આવી એ ઊભો રહ્યો.

બાપુએ સીધેસીધું આંખમાં આંખ પરોવી એનું નિરીક્ષણ કર્યું, ને પછી પ્રેમાળ સ્વરે એમણે પૂછ્યું:

'એમ કેમ થયું ભાઈ? શાંતિનિકેતનવાસીઓ તો મારા ખાસ મિત્રો છે. પરરાષ્ટ્રના અતિથિઓનો સદા યે એ લોકો સારો આદરસત્કાર કરે છે. શા માટે તારા પર શંકા લાવ્યા? ખરેખર

શું તું જાસૂસ છે ?'

છાપ પડે એવી સ્પષ્ટતાથી ચીની યુવાને ઉત્તર વાળ્યો :

'ત્યાંના લોકો તો ખરેખર સજ્જન છે. શાંતિનિકેતનમાં મને સરસ ગોઠી ગયું. પણ મારે વિષે કોઈએ એમના કાનમાં ઝેર રેડ્યું હશે. પરંતુ એમની આ શંકાભરી વર્તણૂકથી મને અત્યંત દુઃખ થયું છે. જાસૂસ તો હું નથી જ. કેવળ હિંદ વિષે અભ્યાસ કરનારો હું તો એક જિજ્ઞાસુ વિદ્યાર્થી છું.'

'તારા શબ્દ પર મને વિશ્વાસ છે.' બાપુજી બોલ્યા : 'તારો જામીન બનીને પુનઃ તને શાંતિનિકેતન મોકલી આપું ? તારી પ્રામાણિકતા વિષેના મારા કથનને તેઓ જરૂર માન આપશે'

યુવાનનું પારખું એમણે કરી લીધું હતું. ગાંધીજીનું મન એણે હરી લીધું હતું. ચીની યુવાન પર આની ભારે અસર થઈ. આંખમાંથી દડદડ આંસુ પડ્યાં.

'મહેરબાની કરી આપની પાસે મને રાખો,' કાકલૂદી કરતો એ બોલ્યો : 'આપના સહવાસનો લાભ મળે એટલા માટે આશ્રમમાં દાખલ થવાની મને રજા આપો.'

હરહમેશના સ્મિત સાથે ગાંધીજી બોલ્યા :

'જો ભાઈ, શાંતિનિકેતન કરતાં યે મારા આશ્રમની શિસ્ત વધુ કડક છે. અભ્યાસની સાથે તારે અમારે ત્યાં ભારે શારીરિક શ્રમ પણ ઉઠાવવો પડશે.'

પણ તુરત જ જવાબ આવ્યો :

'ચીની લોકોને સતત કામ કરવાનો મહાવરો હોય છે. એનો મને ભય નથી, બાપુ !' ગાંધીજીએ ત્યારે એને સંમતિ આપી. પરંતુ એના ચીની નામનો ઉચ્ચાર થઈ શકતો ન હોવાથી આશ્રમના ઉપયોગ માટે બે હિંદી નામમાંથી એક

પસંદ કરવાનું ગાંધીજીએ એને કહ્યું. એણે નામ અપનાવ્યું 'શાંતિ'. ભારતવર્ષની સઘળી યે મુસાફરી દરમિયાન પોતાનું નામ એણે 'શાંતિ' જ રાખ્યું.

સાબરમતી આશ્રમમાં શાંતિ દાખલ થયો. અગાઉ શાંતિનિકેતનમાં એ સૌનો પ્રિય થઈ પડ્યો હતો તેમ અહીં પણ દરેકનું એ પ્રિયપાત્ર બની રહ્યો. હૃદય એનું બાળકનું હતું. ગમ્મતનો જાણે સાગર હતો. વિશેષ કરીને નાના બાળકોને એનું ઘેલું લાગ્યું. નાનીનાની નજીવી ચીજોમાંથી હજાર જાતનાં રમકડાં એ તૈયાર કરી શકતો.

રસોઈઘરનું પાણી ભરવાનું ને કપડાં ધોવાનું કાર્ય શાંતિને સોંપવામાં આવ્યું હતું; અને સાચે જ કાંતવાનું તો સાવ નજીવા સમયમાં જ તે શીખી ગયો. હાથકૌશલ્યમાં ચીની પ્રજા અત્યંત પ્રવીણ હોય છે.

મહિનાઓ પસાર થતા ગયા તેમ તેમ શાંતિમાં સૂક્ષ્મ પરિવર્તન થતું ગયું. વધુ ને વધુ સખત કાર્ય એ કરતો ગયો. એકે કામ એવું નહોતું જે એ કરતો ન હોય. અરે, ખુદ ભંગીકાર્યની ટુકડીમાં પણ એ દાખલ થયો. ગાંધીજીનાં સર્વ લખાણોનો પણ એણે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો ને એક દિવસ એ પણ લખવા બેસી ગયો. પાનાંનાં પાનાં એ ભરતો ગયો, ને ધીમેધીમે એની સમીપમાં પાનાંનો એક ગંજાવર ઢગલો ખડકાઈ ગયો.

રાત ને દિવસ સખત મહેનત કરી કાગળ પર શેના અક્ષરો એ માંડી રહ્યો હતો? લાંબે ગાળે, અંતે એ કાર્ય એણે પૂરું કર્યું. સુઘડતાથી કાગળો સરખા ગોઠવ્યા, ટાંકણી મારી ને ગયો એ બાપુજીના ખંડમાં. પરિણામે ગાંધીજીને જે કંઈ કહ્યું તે આ રહ્યું :

'બાપુજી, ટૂંકમાં આ પાનાંઓ પર મારી જિંદગીને મેં જીવતી કરી છે. હિંદમાં આવી પહોંચ્યો તે અગાઉ હું સિંગાપુર

હતો. સેંકડો ચીની યુવકોની માફક હું પણ ત્યાં દુષ્ટ ને જંગલી જીવન ગાળતો હતો. આપની સમક્ષ મોકળેમને હૈયું ખોલવાની મને અદમ્ય પ્રેરણા જાગી છે. કૃપા કરી આખી યે પ્રત વાંચી જાઓ: અંતઃશુદ્ધિ અર્થે દસ દિવસના ઉપવાસ કરવાની મને પરવાનગી આપો; અને ઉપવાસને અંતે આપની સમક્ષ મારે કેટલીક પ્રતિજ્ઞાઓ પણ લેવી છે.'

ગાંધીજીને ભારે આશ્ચર્ય થયું. એક જ ઝબકારે એ જાણી ગયા કે શાંતિ આધ્યાત્મિક કટોકટીમાંથી પસાર થઈ રહ્યો હતો.

બાપુએ કહ્યું :

'હું જોઈ શકું છું, કે તારું ચરિત્રલેખન તો છે ઘણું જ મોટું; છતાં સમય મેળવી વાંચી જઈશ. તેં જે લખ્યું છે તેનો હું અભ્યાસ ન કરી લઉં, ત્યાં સુધી ઉપવાસ તારે ન કરવા. ઉપવાસ તો માનવીનું એક ગંભીર શસ્ત્ર છે. એને કાજે યોગ્ય પાત્રતા મેળવવી પડે. તારે શેની જરૂર છે તે મારે પહેલાં શોધી કાઢવું પડશે.'

હસ્તપ્રત વાંચવા માટે ગાંધીજીએ સમય ફાજલ પાડ્યો. ખુલ્લે દિલે લખેલી ચીની યુવાનની આ કબૂલાતથી એમનું મન દ્રવી ઊઠ્યું. આશ્રમના જીવને એનામાં આત્મનિરીક્ષણ, પશ્ચાત્તાપ ને જાતસુધારણાની વૃત્તિ જગાડી હતી.

શાંતિને એમણે બોલાવી મંગાવ્યો. ઊંડી સમજ, સદ્ભાવ ને દયાથી એમણે શાંતિ સાથે વાતો કરી, ને ઉપવાસની પરવાનગી આપી. દસ દિવસ સુધી શાંતિ માત્ર પાણી ઉપર જ ટકી રહ્યો. આ પગલું ચીનવાસી માટે એક ભયંકર કસોટી સમાન હતું; કારણ ચીનાઓ મૂળ સ્વભાવથી જ ભોજનપ્રિય હોય છે; છતાં શાંતિ હિંમતપૂર્વક ટકી રહ્યો. ઉપવાસના દિવસોમાં નિત્ય

ગાંધીજી એની મુલાકાતે જતા, ને એની સાથે પંદરથી વીસ મિનિટ સુધી બેસતા, વાતો કરતા. રોજિંદા આ વાર્તાલાપમાં શું શું બન્યું હશે એની કોઈને જાણ નથી, પણ શાંતિ અત્યંત સુખી જણાતો. સદાચારનો સાચો અર્થ ને એનું મૂલ્ય તથા પ્રતિજ્ઞાની પવિત્રતા વિશે ગાંધીજીએ જરૂર એને ઉપદેશ આપ્યો હશે. હૃદયની સાચી ને સહજ આત્મપ્રતીતિ વિના કોઈ પણ પ્રતિજ્ઞા ન કરવી જોઈએ એમ હમેશાં ગાંધીજી માનતા આવ્યા છે. ભાવાવેશની પળોમાં સહેજસહેજમાં લીધેલી પ્રતિજ્ઞાઓ સાવ નકામી ને નિરુપયોગી બની રહે છે. દસ દિવસના ઉપવાસને અંતે શાંતિએ કેટલીક પ્રતિજ્ઞાઓ લીધી. હવે એની દૃષ્ટિ ખૂલી ગઈ હતી.

પ્રતિજ્ઞાઓ પળાઈ. એની બે નકલો થઈ. બંને પર શાંતિએ સહી કરી. સાક્ષી તરીકે ગાંધીજીએ પણ સહી કરી. ગાંધીજીએ એક નકલ પોતાની પાસે રાખી, બીજી નકલ શાંતિ સાથે લઈ ગયો.

આ પ્રસંગ પછી શાંતિ સદા યે કહેતો :

'શિર પરનો જબરદસ્ત બોજ જાણે પાછળ મૂકીને આવ્યો હોઉં, એવી દશામાં મેં એ સ્થાન છોડ્યું હતું !'

થોડા દિવસો બાદ શાંતિ સ્વદેશ પાછો ફર્યો. એણે ત્યાં એક વર્તમાનપત્ર ચલાવ્યું. તંત્રી તરીકે હમેશ એ 'શાંતિ' તરીકે જ સહી કરતો. ગાંધીજીને ચીની પ્રજા સમક્ષ રજૂ કરવાના એને કોડ હતા.

[ ૧૫ ]

સેવાગ્રામના અતિથિગૃહને ઓટલે અમે હતા ને એ ભાઈ આવ્યા. ઓટલાનો એ ખૂણો અમ આશ્રમવાસીઓને અત્યંત પ્રિય છે. ઘણી વખત ત્યાં બેસી અમારી ગંભીર ધર્મસભામાં અમે જગતના સહેલાઈથી ન વિચારી શકાય એવા કેટલા યે પ્રશ્નોની વિચારણા કરી છે.

આવો જ એક પ્રસંગ હતો ત્યારે એ ભાઈ આવ્યા. કોઈ એક પ્રાંતમાંથી એ આવ્યા હતા અને સારી એવી ખ્યાતિ પણ પામ્યા હતા.

અમારી વચમાં એ બેઠા ન બેઠા કે તરત જ એમના વિશિષ્ટ જુસ્સાથી વાર્તાપ્રવાહમાં પોતે ઝંપલાવ્યું:

'અમે તો ભાઈ, અમારા પ્રાંતમાં ગાંધીજીને દેવ તરીકે પૂજતા નથી. નહિ, નહિ, કદી યે નહિ.'

પ્રભાવ પડે એ રીતે એ બોલ્યા.

'હા, અમે એમને નેતા તરીકે માનીએ છીએ ખરા; પરંતુ અત્યારની એમની નેતાગીરીથી તો જાણે સંપૂર્ણ રીતે અસંતુષ્ટ જ છીએ!'

આ ઉપરાંત એમને તો ઘણુંઘણું કહેવાનું હતું અને બધી યે વાતો એમણે ઉચ્ચારી ખરી—કેમ જાણે એનો સાક્ષાત્કાર ન થયો હોય! વાતોની ઊંડી અસર પડી હતી એ રીતે મુખભાવ જણાવ્યા વિના અમારાથી બીજું થઈ પણ શું શકે એમ હતું?

બાપુ સાથે ખુલ્લા દિલની વાતો માટે ને ઘણાઘણા પ્રશ્નોની ચર્ચા કાજે એ આવ્યા હતા, એમ એમણે જણાવ્યું. આથી તો અમારા ઉપર ભારે અસર થઈ હોય એમ જણાયું; અને એમના મુખ ઉપર આનંદઆનંદ છવાઈ રહ્યો હતો.

'અમારી બાજુ અમારા પ્રાંતમાં અમે બધા લોકો ક્રાંતિકારી જ છીએ.' આ વચનો કાઢતી વખતે એમના સ્વરમાં પણ જાણે પડકાર હતો: 'અને સત્તા ઝૂંટવી લેવા અમે ઉત્સુક છીએ.'

સંબંધ ઉપરથી વચનોનો અર્થ તો દીવા જેવો સાવ સ્પષ્ટ હતો. એમની દૃષ્ટિએ ગાંધીજી યોગ્ય પ્રમાણમાં ક્રાંતિકારી નહોતા—ભારતની સ્વતંત્રતા કાજે બાપુ અત્યંત ધીમી ગતિએ પ્રયાણ કરી રહ્યા હતા!

બાપુ સાથે એમની મુલાકાત માટે નમતા પહોરનો સમય નક્કી કર્યો હતો. મુલાકાતનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ એ કેટલા મોટા પ્રમાણમાં દોડધામ કરતા હતા તે અમે રમૂજથી નિહાળી રહ્યા હતા. ક્રાંતિની પ્રખર જ્વાળા સમા ગણાવાનો દાવો કરતા આ ભાઈ સેવાગ્રામમાં ગાંધીજીની માટીની નાની ઝૂંપડીમાં દાખલ થતાં પણ બીતા હતા!

કલાકેક એ ગાંધીજી સાથે રહ્યા.

તે જ મોડી સાંજે, અમારા અસલ ખૂણા આગળ ફરીવાર એ મળ્યા. મહાત્માજીની સાયંપ્રાર્થનામાં એમણે હાજરી આપી, તુરત જ એ અમારી પાસે આવ્યા. પણ એમનામાં કેટલું બધું જબ્બર પરિવર્તન આવી ગયું હતું! એમનો એ તોર ને આત્મ-પ્રતિપાદનની મોટીમોટી બૂમો—સર્વ કંઈ સાવ શાંત પડી ગયું હતું. અમારી સાથે એ શાંતિથી બેઠા. પડેલા ફરક વિશે અમારે પૂછવાનું થયું:

'કેમ શું થયું બાપુ સાથે?' અમારામાંના એકે પ્રશ્ન કર્યો: 'તમારા પ્રાંતમાં એમનું વર્ચસ્વ ઓસરતું જાય છે, એ વાત તમે એમને જણાવી કે નહિ?'

આશ્ચર્યકારક રીતે ક્ષમાયાચનાની સ્થિતિમાં એ હતા.

'આપણે કેટલા મૂર્ખ થઈ શકીએ છીએ એ તો તમે જાણો છો.' એમણે કહ્યું. અમને ભારોભાર આશ્ચર્ય થતું હતું.

'વાત શી છે?' અમારામાંના એકે પૂછવાની હિંમત કરી.

બાપુજીની નાની ઝૂંપડીની દિશામાં જોવા માટે એ ફર્યા. મંદમંદ નાનકડો દીવો બળી રહ્યો હતો. એના પ્રકાશમાં ફાઈલોના અધ્યયનમાં એ નાજુક સંતમૂર્તિ પરોવાઈ ગઈ હતી.

'બીજું કાંઈ નહિ પણ,' એમણે જવાબ વાળ્યો: 'આપણા દેશમાં પેલી નાની વ્યક્તિ જ સાચામાં સાચી ક્રાંતિકારી છે. વાદવિવાદ ને ભૂમબરાડામમાં આપણે સમય ગુમાવીએ છીએ, જ્યારે એ વાતોને આચરણમાં મૂકે છે. શાંતિથી બોલાયેલા કેટલા જૂજ શબ્દોથી એમણે મને વાસ્તવિક જગતની નક્કરતા પર આણી દીધો! એ જ છે આપણા ઉત્તમોત્તમ વાસ્તવવાદી!'

ઉશ્કેરાયેલી હાલતમાં એ જણાયા. અમે પણ જાણે એ જ સ્થિતિમાં હોઈએ એવો દેખાવ કર્યો. મૂછમાં અમે હસી રહ્યા હતા.

પણ તે પછી તો એ ભાઈ ઝાઝું બોલ્યા નહિ. અમારે જે કંઈ કહેવા-કરવાનું હોય, તે સઘળું મૂંગેમોઢે સાંભળ્યા કર્યું. વિચાર-સંક્રમણમાંથી એ પસાર થઈ રહ્યા હતા, એ સ્પષ્ટ હતું. 'ખરેખર શુભ પરિણામની એ નિશાની છે,' એમ વિચારતા સૂવા માટે અમે અંદર દાખલ થયા.

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| | | | |
|---|---|---|---|
| **શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો:** | | | |
| **વિવેકચૂડામણિ**–સરળ ભાષાંતર સાથે ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો**– ... | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો**– ... | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્ર–સંગ્રહ**–ભક્તિ ને વેદાંત–સ્તોત્રો ... | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ** ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **ઉપનિષદો–૧૧૨**–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં | | | |
| **એકાદશ ઉપનિષદ** ... ... ... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** ... ... ... | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે–પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| **પંચીકરણ**–મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ–ટીકા સાથે ... ... ... | ૨૬૪ | ૨–૦ | ૦–૪ |
| **સૂર્યકાન્ત**–અધ્યાત્મમાર્ગના સાધકને અત્યંત ઉપયોગી પુસ્તક ... ... ... | ૨૭૨ | ૨–૦ | ૦–૪ |
| **જીવન્મુક્તિવિવેક**–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ ... | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **મહાવાક્ય–રત્નાવલિ** ... ... ... | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–મૂળ સાથે સરળ ભાષાંતર ... ... | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **વિદુરનીતિ**–સરલાર્થ સાથે ... ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**– ,, ,, ... ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |

**આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર**-પસંદ
કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... ૨૦૮ ૦-૮ ૦-૨

**વૈદિક વિનય**-૩૬૦ વેદમંત્રો વિસ્તૃત સમજૂતી સાથે ૮૪૦ ૩-૧૨ ૦-૮

**બળવાન બનો !**-કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ ... ... ૧૧૨ ૦-૮ ૦-૨

**એકાદશ સ્કંધ**-શ્રીમદ્ ભાગવતનો ... ... ૪૭૨ ૧-૪ ૦-૫

**વિષ્ણુસહસ્રનામ**-સરળ અર્થ સાથે ... ... ૧૨૮ ૦-૪ ૦-૧

**ધમ્મપદ**-સંપાદક : પં૦ બેચરદાસ દોશી: ... ૧૯૨ ૧-૦ ૦-૩

**શાંતિપર્વ-મહાભારતનું**-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ,
જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે ૮૫૬ ૭-૮ ૦-૧૪

## મહાભારત—દળદાર ૭ ગ્રંથોમાં રૂ. ૪૫)

'જેણે મહાભારત વાંચ્યું નથી, તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે....'

૧-આદિ ને સભાપર્વ
૨-વન ને વિરાટપર્વ
૩-ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪-દ્રોણપર્વ
૫-કર્ણ, શલ્ય, સૌપ્તિક ને સ્ત્રીપર્વ
૬-શાંતિપર્વ
૭-અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ

કદ ૭॥×૧૦ : કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

ટપાલ ખર્ચ રૂ. ૬)

આવા મોટા અક્ષરો

**યોગવાસિષ્ઠ મહારામાયણ**-વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ,
સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ-આ છ પ્રકરણો-
ચાર દળદાર ગ્રંથોમાં .. ... ... ૧૫૦૮ ૧૨-૦ ૨-૧

**લઘુયોગવાસિષ્ઠ**-બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ ૫૫૪ ૨-૮ ૦-૫

**વિચારસાગર**-(આ. બીજી)વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાન ૪૦૦ ૩-૦ ૦-૫

**શ્રીમદ્ ભાગવત**-બે ગ્રંથમાં ભાષાંતર,નવી ૧૧મી આ. ૧૨૪૦ ૮-૦ ૧-૬

**ભગવતી (દેવી) ભાગવત**-સરળ ભાષાંતર,મોટા અક્ષરો ૬૨૮ ૬-૦ ૦-૧૫

**આત્મસાક્ષાત્કારની કસોટી**–સં૦ સ્વામી
સ્વયંજ્યોતિતીર્થ: .. ... ... ... ૨૦૮ ૧–૪ ૦–૨

**આત્મરામાયણ**–રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો
દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... ૧૪૦ ૦–૧૨ ૦–૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ૧૯૨ ૧–૪ ૦–૩

**પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ ભજનો સાથે .. ૧૬૮ ૧–૦ ૦–૪

**સ્વરૂપવિચાર**–ગુરુ-શિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૧૦૪ ૦–૧૦ ૦–૨

**તુકારામગાથા**–આ ગ્રંથમાં-ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-
પ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... ૧૮૪૦ ૬–૦ ૦–૧૫

**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–ભાગ રજો ... ... ૩૧૨ ૨–૦ ૦–૪

**સ્વામી રામતીર્થ**–એમના સદુપદેશ ...(૧) ... ૫૬૪ ૨–૮ ૦–૬

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો:**

**ભક્તિયોગ**–આવૃત્તિ રજી (૮) ... ૩૮૪ ૧–૮ ૦–૪

**રાજયોગ અને જ્ઞાનયોગ**–(૧૦, ૧૧) ... ૫૬૦ ૨–૦ ૦–૫

**પાતંજલ યોગસૂત્ર**–વિવેકાનંદના વિવેચન સાથે ૧૯૨ ૧–૦ ૦–૩

**જ્ઞાનયોગ**–વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨ ૦–૨

**રાજયોગ**–પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ
ઇત્યાદિ ... ... ... ... ૧૩૬ ૦–૧૨ ૦–૨

**વિવેકાનંદસાર**–વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦ ૦–૪

**આખ્યાનમાળા**–(૧) સ્વ૦ અનંતપ્રસાદ: ... ૭૦૮ ૩–૦ ૦–૭
" " (૨) " ... ૬૨૦ ૩–૦ ૦–૬

**ઉપદેશસારસંગ્રહ**–શ્રી. તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ૩૮૪ ૧–૮ ૦–૪

**સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ૩૦૦ ૧–૮ ૦–૪

**વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**– ... ૧૬૪ ૦–૪ ૦–૨

**પ્રભુમય જીવન**–આવૃત્તિ ૮મી ... ... ૧૯૨ ૦–૧૨ ૦–૨

**દત્ત અને પરશુરામ** અથવા **આત્મદર્શન** વા
**અનાસક્ત કર્મયોગ** ... ... ... ૩૭૬ ૨–૦ ૦–૪

## રામાયણ

| | | | |
|---|---|---|---|
| **ગિરધરકૃત રામાયણ**–કર્તાની હસ્તપ્રત ઉપરથી ... | ૭૬૨ | ૪–૮ | ૦–૧૦ |
| **તુલસીકૃત રામાયણ**–(બે ભાગ) ૩૨ ચિત્રો | ૧૨૦૦ | ૮–૦ | ૧–૫ |
| **વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ છપાશે. | | | |

## પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**–ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દા. | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગ સમજાવતા ૧૨૫ દા. | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થની વાતો ... | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો આનંદ**–ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સડક**–સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન | ૪૬૮ | ૨–૦ | ૦–૫ |
| **સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક | ૩૪૮ | ૨–૦ | ૦–૪ |
| **સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... | ૪૬૨ | ૨–૦ | ૦–૫ |

## ભગવદ્ગીતાઓ

| | | | |
|---|---|---|---|
| **પુરુષાર્થબોધિની ગીતા**–(બે ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવળેકરજીની** વિસ્તૃત ટીકા સાથે .. ... ... | ૧૦૬૮ | ૧૦–૦ | ૧–૨ |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજે રચેલી '**ભાવાર્થદીપિકા**' નામની, દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા, સરળ અર્થ સાથે ... | ૭૬૨ | ૪–૦ | ૦–૮ |
| **જ્ઞાનસત્ર ગીતા**–ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ | ૩૬૮ | ૧–૪ | ૦–૪ |
| ,, ,, –ગુજરાતી લિપિમાં, ગીતાના શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે | ૩૬૮ | ૧–૪ | ૦–૪ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–મોટા સુવાચ્ય અક્ષરો, સરલાર્થ સહિત ... | ૨૪૮ | ૦–૧૨ | ૦–૩ |

| | | | |
|---|---|---|---|
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–(આ. ૨૨મી) સરળ ભાષાંતર સાથે ગુટકો ૬૬ ૩॥×૫॥ | ૩૫૨ | ૦–૮ | ૦–૨ |
| ( સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી ) | | | |
| **ભગવદ્ગીતા મૂળ મૂળ**–મોટા અક્ષર | ૨૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| ,, ,, –મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦–૭ | ૦–૧ |
| **પંચરત્ન ભગવદ્ગીતા મૂળ મૂળ**–મોટા અક્ષર | ૩૬૮ | ૦–૧૪ | ૦–૨ |
| ,, ,, ,, –મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦–૮ | ૦–૨ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **કૈલાસપતિ હંસ મહારાજ**–વેદાંત જેવા ગહન વિષયને દૃષ્ટાંતો દ્વારા સમજાવે છે. ... | ૨૮૦ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી આત્માનંદ સરસ્વતી**-ઉપદેશો સાથે ... | ૧૯૨ | ૧–૮ | ૦–૩ |
| **ભિક્ષુ અખંડાનંદ**–પ્રેરણાદાયી વિસ્તૃત ચરિત્ર | ૪૫૮ | ૩–૦ | ૦–૬ |
| **મહર્ષિ દયાનંદ**–વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૨ | ૧–૮ | ૦–૨ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બે ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨જો–૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીર પુરુષો**–૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| **વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**–મારવાડના રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |

## સંત-વાણી

| | | | |
|---|---|---|---|
| **સંતની વાતો**- ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે | ૨૬૪ | ૧-૮ | ૦-૪ |
| **પરિચિત પદસંગ્રહ**-૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનો | ૪૦૦ | ૧-૧૨ | ૦-૪ |
| **મીરાં અને નરસિંહ**-( સં૦ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા )પસંદ કરેલાં ૧૯૩ ભજનો ને પદો | ૧૦૪ | ૦-૧૨ | ૦ ૨ |
| **અખાની વાણી**-અઘરા શબ્દોના અર્થ સાથે ... | ૫૦૪ | ૩-૦ | ૦-૬ |
| **દીવાને સાગર**-સંત સાગર કૃત ... ... | ૪૮૦ | ૪-૮ | ૦-૫ |
| **શ્રીભજનસંગ્રહ**-જુદાજુદા સંતોનાં ૩૩૬ ભજનોનો સંગ્રહ ... ... ... | ૨૪૦ | ૧-૦ | ૦-૩ |
| **પ્રીતમદાસની વાણી**-ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિનો સંગ્રહ ... ... ... | ૫૬૦ | ૨-૮ | ૦-૪ |
| **કર્મગાથા**-કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ | ૨૪૦ | ૧-૦ | ૦-૩ |
| **तुकाम्हणे**-પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... | ૧૨૦ | ૦-૫ | ૦-૨ |

## સ્ત્રી તથા બાળોપયોગી ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| **પાકશાસ્ત્ર**-સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાની રીત ... | ૨૬૪ | ૨-૮ | ૦-૪ |
| **નળાખ્યાન**-મહાકવિ શ્રી પ્રેમાનંદકૃત ... | ૧૩૬ | ૧-૦ | ૦-૩ |
| **ઓખાહરણ**-મહાકવિ શ્રી પ્રેમાનંદકૃત-મોટા અક્ષરોમાં-અઘરા શબ્દોના અર્થ સાથે ... | ૧૧૨ | ૦-૮ | ૦-૨ |
| **શ્રીશારદામણિદેવી**-(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય: | ૧૦૪ | ૦-૮ | ૦-૨ |
| **સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**-સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસાહક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ ઇ૦ અનેક વિષયો | ૨૬૪ | ૧-૮ | ૦-૪ |
| **ટૂંકી વાર્તાઓ**-ગ્રં.૧લો-સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨-૮ | ૦-૬ |
| ,, ,, -ગ્રંથ ૨જો-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ | ૫૭૬ | ૨-૮ | ૦-૪ |
| ,, ,, -ગ્રંથ ૫મો-સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ | ૪૦૮ | ૨-૮ | ૦-૪ |
| ,, ,, -ગ્રંથ ૬ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ | ૭૨૦ | ૨-૮ | ૦-૬ |

| | | | |
|---|---|---|---|
| **ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો–પ્રાચીન યુગની ૧૩૩ સતીઓ | ૭૩૨ | ૩–૦ | ૦–૬ |
| ,, ,, –ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, –ગ્રંથ ૩જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩–૦ | ૦–૮ |
| **બાલભારત**–(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... | ૨૮૮ | ૧–૮ | ૦–૪ |
| **બિરબલ** અને **બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે : બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ | ૨૮૦ | ૧–૮ | ૦–૩ |
| **બાળસદ્બોધ**–(સચિત્ર) વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| **ગુલિસ્તાઁ–સુબોધપુષ્પવાટિકા**–મહાત્મા શેખસાદીકૃત | ૧૩૬ | ૦–૫ | ૦–૨ |
| **સદ્‌ગુણી બાળકો**–(સચિત્ર)૬૯ ખરા બનાવોનો સંગ્રહ | ૧૩૬ | ૦–૮ | ૦–૨ |
| **બાળકોની વાતો**–ભાગ ૧લો–બોધપ્રદ ૨૧ વાતો | ૮૪ | ૦–૬ | ૦–૨ |
| ,, ,, –ભાગ ૨જો–બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ | ૨૬૪ | ૦–૮ | ૦–૪ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**–(૧) બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો | ૪૩૨ | ૨–૦ | ૦–૪ |
| ,, ,, –(૨) ,, ૪૨૫ ,, ,, | ૪૬૬ | ૨–૦ | ૦–૫ |

## પ્રકીર્ણ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| *ખેતીનાં મૂળ તત્ત્વો–ભાગ ૧લો–(જમીન, પાણી ને ઓજાર) | ૧૧૬ | ૧–૦ | ૦–૨ |
| * ,, ,, ,, –ભાગ ૨જો–(ખેડ, ખાતર ને બીજ) | ૧૧૨ | ૧–૦ | ૦–૨ |
| × ,, ,, –ભાગ ૩જો–(કીટક, રોગ અને પશુ) | ૧૬૮ | ૧–૮ | ૦–૨ |
| **જીવનસંગ્રામ**–નંદલાલ શાહ : ... ... | ૮૦ | ૦–૮ | ૦–૨ |
| **ભારતીય સંસ્કૃતિ**–લે. કનૈયાલાલ મા. મુનશી : ... | ૧૩૨ | ૦–૧૨ | ૦–૨ |
| **સુવર્ણયુગ**–લે૦ કનૈયાલાલ મા૦ મુનશી : ... | ૫૨ | ૦–૮ | ૦–૨ |
| **સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **આત્મનિરીક્ષણ** અને **સંકલ્પ**–લે૦ રમણલાલ વ૦ દેસાઈ : સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક (બીજી આવૃત્તિ) | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગણેશજી અંજારિયા: | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... | ૧૮૦ | ૧–૦ | ૦–૨ |

* આ બંને પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયાં છે.
× ઈતર વાંચન માટે મંજૂર થયું છે.

**કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત
રજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ ૩૫૪ ૨–૦ ૦–૪

## ચેતના અને પ્રેરણા

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' : ૫ આત્મકથાઓ ૧૯૨ ૧–૪ ૦–૩
**સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦ ૦–૫
**આગળ ધસો**–('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતરઃ આ. ૩જી) ૪૬૮ ૨–૮ ૦–૫
**સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક ૩૧૨ ૧–૮ ૦–૪
**કતલખાનું**–શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા
દર્શાવતી નવલકથા (અપ્ટન સિંક્લેરકૃત) ... ૬૬૬ ૩–૦ ૦–૬
**શુભસંગ્રહ**–(ભા. ૨) દવાઓ ને ઉપયોગી માહિતી, ૧૪૮ લેખો ૫૪૪ ૨–૮ ૦–૫
" –(ભા. ૯) " " " ૧૬૫ લેખો ૭૩૬ ૨–૮ ૦–૬

## આરોગ્ય અને વૈદક

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–અનેક
વનસ્પતિઓના ગુણદોષ ને ઉપયોગ તેમ જ રોગો,
તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦ ૦–૧૩
**ખોરાકના ગુણદોષ**–લેખકઃ ડૉ. રસિકલાલ જે. પરીખઃ આયુ-
ર્વેદ પદ્ધતિથી આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન
આપતું પુસ્તક–સુધારાવધારા સાથે નવી આવૃત્તિ ૧૦૦ ૦–૧૦ ૦–૨
**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–લે૦ મ૦ ગાંધીજી :
શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં,
પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રી-
પુરુષનું કર્તવ્ય વગેરે બાબતો ... ... ૧૨૮ ૦–૧૦ ૦–૨
**વૈદક સંબંધી વિચારો**–ભાગ ૨જો : ઉપયોગી ૧૨૮ લેખો ૪૩૨ ૧–૧૨ ૦–૫

**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ–૧,૨ (વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો સમજાવતા ગ્રંથો ... ... ... ૧૧૫૨ ૪–૪ ૦–૧૦

## અન્ય પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| **કચ્છ રવસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા**–લે૦ જયકૃષ્ણ ઈંદ્રજી ઠાકર: | ૫૬૬ | ૧૦–૦ | ૧–૫ |
| **માણિક્યસ્મૃતિ**–લે. માણેકલાલ જમનાદાસ મ્હેતારજી: | ૫૫૨ | ૨–૦ | ૦–૪ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**–પૂર્વાર્ધ ભાગ ૩, ,, | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**–ઉત્તરાર્ધ ભાગ ૩, ,, | ૧૧૦ | ૦–૧૦ | ૦–૨ |
| **શ્રીજ્ઞાનસૂર્યોદય**–ઉત્તરાર્ધ પ્રથમ ભાગ (જ્ઞાનયોગ),, | ૨૧૪ | ૨–૦ | ૦–૩ |
| **જ્ઞાનસૂર્યોદયાખ્ય**–મહાગ્રંથપ્રવચન ... ... | ૨૭૨ | ૧–૮ | ૦–૪ |
| **બ્રહ્મમીમાંસાજ્યોતિ**–બ્રહ્મસૂત્ર શારીરિક ભાષ્ય સહિત | ૫૯૨ | ૫–૦ | ૦–૮ |
| **ઉપનિષદ જ્યોતિ** ભા. ૧લો, ,, ,, ભા. ૨જો — મુખ્ય મુખ્ય પંદર ઉપનિષદોનું ભાષાંતર વિસ્તૃત ટીકા સાથે | ૭૮૮ | ૮–૦ | ૦–૧૨ |
| **ભગવદ્ગીતા જ્યોતિ**–ગીતાનું ભાષાંતર ટીકા સહિત–જેમાં પુસ્તકની છેવટે મૂળ ભગવદ્ગીતા આપી છે. | ૨૮૫ | ૩–૦ | ૦–૫ |

## ચિત્રો ઇત્યાદિ

**જ્ઞાનપટ, સોપાનપટ, જ્ઞાનબાજી** ૧૮×૨૪ ૦–૧ ૦–૧

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦–**અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે **મુંબઈ–૨**